૩૮૫૯

# પ્રહલાદનાટક.

ગદ્ય પદ્ય ગાયન સહીત.

રચનાર

માધવલાલ ત્રીકમલાલ આલિયાના.

ભરૂચ મધ્યે

જ્ઞાનોદય છાપખાનામાં ઇચ્છાલાલજી-

મરતલાલ સુરતીએ છાપી પ્રસિદ્ધકરી

(આવૃતી પેહેલી પ્રત ૧૦૦૦)

કર્તાએ સર્વે હક સ્વાધીન રાખ્યાછે.

સંવત ૧૯૪૫ સને૧૮૮૯

મુલ્ય દશઆના



સને ૧૮૪૭ ના ૨૦ માં તથા ૧૮૬૭ ના ૨૫ માં ધારા
પ્રમાણે રજીસ્ટર કરાવેલો છે. માટે કર્તાની પ
રવાનગી સીવાય એમાનો કોઈ પણ
ભાગ છપાવવો યા ભજવવો નહીં.
પરવાનગી માંગેથી ખુશી સા-
થે માત્ર ભજવવાનો હ
ક આવામાં આવશે.

# અર્પણ પત્રીકા.

## સદા રાજ્યમાન રાજેશ્રી, મુરબ્બી
## સાહેબ કીશોરદાસજીહરગોવંનદાસજી

એઓ સાહેબની ધર્મ વિશેનિ નિપુણતા, દૃઢ-
નિશ્ચય. ઉંચ સદ્દગુણો, ઉદાર વિચાર, ગુ-
ણ પરિક્ષા, તિવ્ર બુદ્ધિ, તથા યાદદાસ્ત,
સમયસુચકતા વાપરવાની
સર્વોત કૃષ્ટ-
કલા તથા જંન પ્રત્યે-
ના મિલન સાર પણાના ગુણો,
આપણી જ્ઞાતિમાં આપ સાહેબ પણ-
ધારણ કરવા વાળા છો, એથી ઘણોજ
હર્ષ પામતાં ઉપલા ગુણોનું અંતઃકરણ પૂ-
ર્વક સ્મર્ણ કરતા શેવામાં આ પુસ્તક અર્પણ કરૂં છું

બ્રહ્મપુર.
બહાદર બુરજ
તા૦ ૧ એકટોબર ૧૮૯૯

હું
બાળક
માધવલાલત્રીકમલાલ

# પાત્ર.

હિરણ્યાકશિપુ...રાજા કશ્યપનો પુત્ર જાતનો રાક્ષસ.
કયાધુ......હિરણ્યાકશિપુની રાણી.
પ્રહ્લાદ......હિરણ્યાકશિપુનો પુત્ર પ્રભુનો ભકત.
શુક્રાચાર......વિદ્યા ભણાવનાર. મેહેતાજી, ગુરૂ.
ગોરાણી......શુક્રાચારની સ્ત્રી, ગુરૂ પત્નિ,
શંડામર્કા ...ગુરૂ શુક્રાચારનો પુત્ર
તથા નિશાળિયા ...વિદ્યાર્થિઓ.
પ્રધાન્ય ...રાજા હિરણ્યાક શિપુના માણસો
ચોબદાર ...
દુતો વિગરે ...
સતિ પૃથ્વિ માતા ...પ્રહ્લાદને સાહ્ય કર
કામ દુગા ગાય વા સારૂ આવનાર.
શ્રી નરસિંહ અવતાર
મુનિ નારદજી વીગરે



# પ્રસ્તાવના.

આપણો મનુષ્ય માત્રનો આ સંસારને વિશે જન્મ લઇ. આવવાનો, મુખ્ય હેતુ એજ છે કે, ઈશ્વર સ્મર્ણ કરી આ પણા પ્રાયશ્ચિતનુ નિવારણ કરી આ દેહથી વિરકત થઇ મો ક્ષ ગતિને પ્રાપ્ત થવુ પરન્તુ આ જાદુયી દુનિયાની જુઠી જા ળમાં, સમજવા છતાં, જાણી જોઈને, મનુષ્ય માત્રે પતંગીઆ ની માફક જંપળાવુ પડે છે અરે !! જંપળાઇ પડીને થાપ ખાઇ જઇયે એમાં કાંઇજ નવાઈ જેવુ નથી. કારણ પ્રાચિન કાળને વિશે, આપણી બુધ્ધિ કરતાં વિશેષ બુધ્ધિને ધારણ, કરવા વાળા, વેદપુરાણને સારી રીતે સમજવા વાળા અને પ્ર સંગે શાહાસ્ત્રના આધારનો અંગ થઈ પડવા વાળા મ્હોટા મ્હો ટા રૂષિરાજયો, જેઓ. એક વખત મનને અતિશય મારીને તથા ઇન્દ્રીઓને, પોતાનેજ વશ કરીને, કોઈ અમુક એકાંત સ્થળે, એકાગ્રતા થઇ તપ શ્ચર્યા કરવા બેઠેલા તેવા સમર્થોને પણ તપશ્ચર્યા કરવી એક બાજુ પર મુકવી પડેલી. તથા જે ઇન્દ્રીઓ તથા કામક્રોધ મોહાદી વિકારોને પોતાને કબજે રાખેલા તેજ વિકારા દી તેમને કબજે રહેવાને બદલે, તેથી ઉલટા પોતાની મેળેજ સજ્જડ ફસાયલા, તથા તે વિકારાદીને હસ્તગત થયેલા આપ ણા વાંચવામાં તથા સાંભળવામાં આવ્યા છે, જે વાકે, કણ્વ રૂષિ અને મેનકા. પરાશર ને મચ્છગંધા, વિશ્વામિત્ર વિગરે થાપ ખાઇ ગયા તો આપણે કોણ! આપણી બુધ્ધિ કોણ!

અરે એમાં કોઇનો દોષ નથી, પણ આ સંસાર રૂપી સાગરમાં પન્ચેન્દ્રિયોને ધારણ કરવા વાળા મનુષ્યરૂપીમચ્છ તે મન રૂપી માંછીની મોહ રૂપી જાળમાં ફસાયલા છે અને ફસાયછે; તેમાંથી એકાએક નાશી શકાતુ નથી એ ખરી વાત છે તથા પિ જો તેમાંથી કોઇકજે બનતા પ્રયત્ને કરીને નીકળાય તો સારૂ; તેમાંથી નીકળવાનો મુખ્ય રસ્તો એજ છે કે હરિકિર્તન શ્રવણ, મનન અધ્યયન ઇત્યાદિ કરવું જોઇએ. ઇશ્વરનુ ભજન કરેલું કદાપિ વ્યર્થ ગયુંજ નથી અને જવાનુ પણ નથી માટે ગમે તેટલું કષ્ટ પડે તો પણ જો ઇશ્વરનુ સ્મરણ કરીએ તો અલબત જે ભાવિ વાત છે તે બન્યા વગર રહેતી નથી, પરંતુ તેમાં પણ કાંઇ ફેર પડી જાય છે ખરો,

જુઓ, આ પુસ્તકમાં એ બાબત, આગળ આપના વાંચવાથી સ્પષ્ટ જણાશે કે એક પાંચ વર્ષની વયના બાળકે ઈશ્વરનુ ભજન કરી કેવી રીતે પોતાનુ સાર્થક કીધુ છે,

અહો?? પ્રહલાદને ઇશ્વર ભજવામાં શુ કષ્ટ પડ્યુ છે!!! એના પિતાનો એના પર શુ જુલમ! અને તે જુલમે કરીને પોતાની દેહને અતિશય કષ્ટ વેઠવાં પડ્યાં, તે સઘળાં કષ્ટ એણે સહન કીધાં, અને એક નિષ્ટાથી હરિ ભજન કીધુ તો આખરે ઇશ્વર કેવો સાહ્ય થયો છે!!! તેમ વિચાર કરો, માટે ગમે તેટલુ કષ્ટ તથા વિઘ્ન નડે તથાપિ ઇશ્વરનુ સ્મર્ણ કરશે તો મોક્ષનો રસ્તો છે.

કદાપિ ભાઈઓ ઈશ્વર કોઇને ખોટી મતિ આપે નહીજ ને એમ ધારો કે સંસ્કારે કરીને તે કોઇ ધનવાન ધનનો મદ લાવી તથા વિદ્વાન વિદ્યાનો મદ ધરાવી તથા બળવાન બળનો

ફાંકો રાખો એમ કહે "કે ઈશ્વર સ્મર્ણ અમુક મનુષ્યતો માત્ર ફક્ત
ણાની દેખાદેખીથી કરે છે" એ બાબતની તમને ખબર પડે તથા
પિ તમે એવા ટીકાકારની બેદરકારી ધરાવી કોઈ જાતનો ડર ન
હીં રાખતા તમારૂ કામ જારી રાખો, અને નિંદાખોરને હિર
ણ્યાકશિપુની માફક ચાહે તેટલુ પાપ ધોઇ મરવાદો. દુનિયા
માં પાપ ધોનાર પણ જોઇએજ. માટે આ બાબત આપણે
મનમાં ખુબ વિચાર કરીને એવા કોઇને દોશ દેવાના વ્હેમ
પણ મનમાંથી કાઢી નાખીને ઈશ્વરનુ સ્મરણ હરેક પ્રકારે ક
રવુ એ આપણી મુખ્ય ફરજ છે!!!

આટલુ કહ્યા છતાં જે માણસ ઇશ્વર તરફ પોતાનુ લક્ષ
આપતો નથી તો કિસ્મત તેના—

આ લઘુ પુસ્તક સ્ત્રિઓ, પુરૂશો, તેમજ ભણેલા બાળ
કોને વાંચવા લાયક છે, કારણ આનો વિશય ભાગવત માંહેનો
છે માટે હુ ધારૂ છુ કે તે વાંચવાનો સઘળા મહારા આર્યજ
નો લાભ લેશોજ. વિશેશ વિનંતી કે પુસ્તકમાં એકંદરે કાંઇ પ
ણ ભુલ ચુક માલમ પડે તે બાબતની મહેરબાની કરી તાબેદા
રને માફી બક્ષી ખબર આપશો તો મોટો ઉપકાર માની યો
ગ્ય પ્રસંગે સુધારવામાં આવશે.

પુસ્તક તઇયાર થયા બાદ મેરબાન મધુવછરામજી બલવ
છરામજી, સબોરડીનેટ જડજ સાહેબને ત્યાં બે ચાર ગ્રહસ્થો
ની રૂબરૂ વાંચી સંભળાવેલુ તે સાંભળી એઓ માયાળુ દેશિ
ભાઇએ જે ઉ-તેજન આપ્યુ છે તેથી તે સાહેબનો
આ ઠેકાણે મોટો આભાર માનવાની આ તક લઉ છુ વાહ!!
ધન્ય છે એમની વિદ્વતા તથા લાવણ્યતાને!!!

તારીખ- ૧ અકટોમ્બર સને ૧૮૮૯
ઠેકાણુ. બહાદર બુરજ.
ભરૂચ.

લી. હું. છું.
તમારો શેવક. માધવલાલ
ત્રીકમલાલ આલીઆના.

૩૮૫૬



# પ્રહલાદ.

## નાટક

### મંગલાચરણ

વંન્દુ હું જગદીશઇશ  તમને , સાસ્ટાંગ દંડ વત્ કરી.
રાખું આશ તમારિ એક જબરી, છેગોષ્ટ સાચી ખરી.
બનણી બાળ કૃપાળ સાહ્ય કરજો,જ્ઞાતા સ્થિતીઆપજો.
માગુ એ આશિશ  કષ્ટ હરજો, દોષો સદા કાપજો.

### સ્તુતિ

**પદ.**

અરજી, છે મહારાજ, અમારી, અરજી, છે મહારાજ;
સ્તવનકરે, સ્તવ; શિવશનકાદીકનિશ્ચય હો શિરતાજ,
અમારી અરજી છે મહારાજ ૧.

ઉકેલિ ઉમંગે શ્રૂતિ મહિમા જોવા કાજ;

અમારી અરજી - ૨

વેદાધા—ર લઇને ગોત્યો, પૂર્યો સૌ રૂશિરાજ

અમારી અરજી છે -૩

પાર ન પામ્યાં રૂશિ મુનિ કોઈ ગહન ગતિ જગરાજ

અમારી અરજી-૪

અલ્પ મતિછે, અતિશયતે, તમ સાચવજો પ્રભુ આજ

અમારી અરજીછે-૫

અમ બાળક અજ્ઞાન અતિશય, પ્રભુજી રાખો લાજ

અમારી અરજીછે માહારાજ -૬

શિશુ અમો સૌ આશિશ માંગુ, જાણો સેવકની દાજ,

અમારી અરજી છે - ૭

સાષ્ટાંગ દંડ વત અમારા, યશ રૂપે બિરાજ

અમારી અરજીછે મહારાજ-૮

---

# प्रवेशपहेलो

## સ્થળ—રાજાનો મેહેલ.

હીરણ્યાકશીપુ- રાજા- રાણી- તથા પ્રધાન.

**હીરણાકશીપુ**—અહો પ્રાણ પ્રિયા તમે હાલમાં ઘણાજ નગ્ જા પરેલા માલમ પડોછો તેનુ શુ કારણછે. તે કાંઇ શમજાવશો?

કારણ તમારી કાંતી જે શશીને પણ ઝાંપ લગાડે તેવી છતા પ્રાણાજ પીળા તથા ફીકા માલુમ પડોછો તેથી મને ઘણોજ ખેદ ઉતપન થાયછે.!

કયાધુ—હે સ્વામીનાથ !!! એમ સમજો કે અમને તો ઇશ્વરે તમારા પધારવાથી નવોજ અવતાર આપ્યોછે એમ સમજીએ છીએ. બાકી તો અરે આ દેહને કાંઈ દંડ ભોગવવામાં જરા પણ કસર રહી નથી અરે! પ્રાણપતી (એમ કહી મુર્છાખાયછે) સખી વેહેલી વેહેલી ઝાલી લેછે. પોતાના ખોળામાં માથુ મુકે છે ને બોલે છે.

સખી— રાજાજી માહારાજ મારી સખીએ જેટલુ દુઃખ વેઠયુ છે તેટલુ દુઃખ કોઇ દુસ્મનને પણ નહી પડજો. શું એના ઉપર જુલમ??? કેવો કેર, અધધધ??? તમે પુછો જ નહી એમ કહે છે, એટલામાં કયાધુ શુધ્ધીમાં આવે છે,

રાજા— શું માહારી પ્રીયાને આટલુ બધુ દુઃખ પડયુ ત્યારે મારા વ્હાલાપુત્ર પ્રહલાદજીનો જે જનમ થયલો તે ઘણીજ અવ્રટીત, સ્થાને અને જોઈએ તેવા સરભરાની રીત વગરજ થયો હોવો જોઇએ! અફસોસ! હવે પ્રીયા તું જરા સાવધ થઈ? (એમ કહી ગળામાં હાથ નાખે છે.)

રાજા રાણીબન્નેને સાથે બેડેલા જોઈ સખી કહેછે

સખી— રાજાજી માહારાજ આપ તપશ્ચર્યા કરવા ગયા ત્યારથી એટલા હેરાન હેરાન થયા કે કાંઈ કહેવાની વાત નહી.

**હીરણા**—જુઓ એ સઉ દુઃખનો અંત ઘણોજ નજદીક આવ્યો છે.

### ભુજંગીછંદ.

હવે સુખનો દીન ઉગ્યો છે આજે, થશે પુર્ણ ત્યારે અરે સર્વ કાજે
નહિ લાવશો ખરખરો મંનમાંહી, અરે લેશવાળી બધું વેરઆંહી

**સખી**—વાહ વાહ!!! રાજાજી માહારાજ પૃથ્વીપતી આપની ખુબીને અમે ઘણાજ વખાણીએ છીએ.

**હીરણા**— પ્રાણ પ્રીયા!!

**કયાધુ**— રાજંન, સ્વામિનાથ, આજ્ઞા!!!

**હીરણા**—સાંભળો પ્રિયા, માહારા ભ્રાત "હીરણાક્ષ" નો શત્રુઓએ વધ કર્યો છે. એ વાત માહારા જીગરમાંથી બીલકુલ ખસતી નોતી અને મારો જીવ ઘણોજ દીલગીરીમાં રહેતો હતો પણ...

**કયાધુ**—

### શિખરણીવ્રત છંદ,

અરે શું ના લાગે! મન મહિ થયુ તે તમ તણા,
કિધો વધ ભ્રાતુનો હૃદય બહુ કંપે અમ તણા,
દિસો છો રે શૂરા નહિં જરિ અધૂરા પ્રભુ તમે,
હણો દુષ્ટો વેરી, પ્રસન, મન મારૂં તવ સમે,

**હીરણા**—વરી તેની સાથે બીજુ એ કહેવાનુ કે, મારા ભ્રાતના મોતના સમાચાર સાંભળી દેવ, બ્રાહ્મણ, ગાંધર્વ ઇત્યાદી

સહવળાઓએ, સ્વર્ગને વિષે અતીશય આનંદ પામીને માહા ઓછવ કીધો. તે વાત જરા પણ મને સાંભર્યા વગર રેતી નથી. તે છતાં ખેર પણ તે સઘળુ આપણુ દુઃખ ટાળવા સારૂ હું તપશ્ચર્યા કરવા ગયો તે વખતે તમોને પણ ઘણું કષ્ટ પડયું છે. માટે અરે પ્યારી હવે એ દુખ બીલકુલ મારાથી સહન થતુ નથી. તું ખુબ મનમાં રાખજે કે મેં તપશ્ચર્યા કરીને માગણી માગી છે તે તને ખબર નથી તે સાંભળ મે એવુજ માગી લીધુ છે કે "મારૂં મોત થાય નહીં" અને તે પ્રમાણે મને પ્રભુએ વચન આપેલુ છે હવે મારૂ મોતજ નથી એટલે હવે આપણે બેઠા બેઠા સઉ ખડખડાવી નાખીશુ તેનું જોયા કર કેમ થાય છે.

**કયાધુ**—રાજાજી આપણું મોતજ ન થાય તે વાત સાંભળી હુ ઘણીજ ખુશી થઈ છઉ અને મને એટલો આ વખત આનંદ ઉત્પંન્ન થયો છે કે કંઇ મણા નહીં.

**હીરણાકશિપુ**—પ્રાણપ્યારી સાંભળ.

## આર્યાગિતી,

નહિ કાષ્ટ નહિં લોઢું, નહિ રાત નહિ દિસે કદિ થાએ;
મધ્યાને ના છોડું, પ્રાણુ બા'ર કે રહું હું ઘર માંહે;

**કયાધુ**— ઓ મારા સ્વામિનાથ,

## આર્યાગિતી,

આપ સિધાવ્યા જ્યારે, વંન મહત તપ કરવાને કાજે;
દુશ્મન દમ્યા અતિશય, જાઓ તેમને હણવાને આજે;
ટુંકામાં હું કહુ છઉં, તરૂ શિર બાકિ રહયું ઉગવું રે;
એ સૈ કોને કહીએ, પ્રાણનાથ તમ વિના સહ્યું બહુરે;

કેંમ સખી કોઇ પણ તરેહનો વા વાયા વગર રહી ગયોછે વારૂ? ખરેખરૂ કહેજે.

**સખી**—પ્યારી બેન" તું મને પુછેછે વારૂ! તેના કરતા જરા તારા પોતાના મંનનેજ પુછી જોની, કે ચૈત્રનો તડકો કેવો! અને વળી વઇશાખનો તડકો કેવો!

**હીરણાકશિપુ**—અરે ઠીક ઠીક હવે હુ સઘળુ સમજ્યો છઊં બસ વધારે જણાવાની કાંઇ જરૂર નથી. અરે, મારા કુટુંબીને સતાવનાર દુષ્ટો જાણો કે આજથી તમારો હું કાળ પેદા થયો છું. હું જો તમારૂ લોહી ભૂમીને ભક્ષણ ના કરાવું તો કશ્યપનો પૂત્ર મને જાણશો નહી. અફસોસ આટલુ બધુ કષ્ટ??? શું, કષ્ટ??? ઓ મારા જીગર-ફીકર નહીં.

**પડદો પડે છે.**

## સ્થળ દરબાર.

હીરણાકશિપુ. પ્રધાન્ય. ચોબદાર,

(ચોબદાર નકી પુકારે છે.)

**હીરણા**—પ્રધાન્યજી!

**પ્રધાન્ય**—કૃપાનાથ આજ્ઞા!

**હીરણ્ય**—આપણે પેલા દુષ્ટોનો હવે સંહાર કરવાનો છે, હુ તમને ખબર આપુ છઉં કે આપણા રાજ્યમાંથી દેવાલય હોય તે ઉખાડી નાંખો અને ધરમશાળાઓ હસ્તગત કરો ને તાળાં મારો ગૌ બ્રાહ્મણુ ઈત્યાદીકની હત્યા જે કરી લાવશે તેમને જમીનદાર તરીકે ગણીને તેઓને જમીનની બક્ષીસ આપો અને રાજ્યમાં પડો વજડાવો કે કોઇ પણ પ્રાણી આજથી હર કોઈ દેવી દેવતાનું ભજન તથા દેવ બ્રાહ્મણની પુંજા કરશે તો તેઓને ઉંધે મસ્તકે ઘાંચીની ઘાણીમાં ઘાલીને પીલી નાંખવામાં આવશે. આ બાબત વધારે કહેવાનુ કે તમારા હાથ નીચેના સઘળા ઉમરાવોને ઘણીજ તાકીદ આપવી કે એ પ્રમાણે વરતે અનેજો કદાપીએ હુકમપ્રમાણે વર્તવામાં કસુર કરનો કોઈ માલુમ પડશે અને તેમ કરનાર સખસને અટકાવાનો ઇલાનો રજુ કરવાનો ફલાણા ઉમરાવનો હકહતો છતાં નહીં રજુકરે અને પાછળથી તપાસ ઉપરથી માલુમ પડશે તો તે ઉમરાવના શા હાલ હું કરીશ તે પણ હું કહી શકતો નથી માટે ખુબ યાદ રાખોએમ બોલતા બોલતા જાયછે.

**પ્રધાન્ય**—માહારાજા ધીરાજ આપની જેવી આજ્ઞા એમ કહી પ્રધાન્ય આમ તેમ જુવે છે, અને છડીદારને બોલાવે છે તે મુજબ છડીદાર આવે છે તેને, રાજ્યમાં આણ ફેરવવાની આજ્ઞા આપે છે.

**છડીદાર**—મ્લેચ્છને બોલાવી આજ્ઞા આપે છે કે-પ્રધાન્યજી

એ એવી આજ્ઞા આપી છે કે, રાજ્યમાં એવી આણ ફેરવો કે, કોઈ પણ પ્રાણી રાજા હીરણાકશિપુની આજ્ઞા શિવાય દેવી દેવતાનું પુંજન, હરિકિર્તન, વીગેરે ગૌ બ્રાહ્મણનો આદર સત્કાર કરશે તેને રાજાજી ઘાંચીની ઘાણીમાં અવલે મસ્તકે પીલાવિ નાખશે-માટે તે મુજબ તું આણ ફેરવી આવ,

**મ્લેચ્છ**—વારૂ માબાપ એઆ ચાલ્યો એમ કહી ડુંડુંડુંડુંડુ એમ વગાડી કેછે, એ આજથી આપણા રાજાજીની હર હદમાં કોઈ પણ પ્રાણીએ, આપણા રાજા હેલા હિરણાકછીપુની આગિઆ લીધા વગર હે ગાય, ભામણ' દેવ,દેવીને દેવતાને પુજી દેવ ભામણનો હતકાર કરહે તો તેને આપણા રાજાજી ઘાંચીની ઘોણીમાં ઉંઘે મહતકે, પીલાવી નાખહેરે ભાઈ-ડુંડુંડુંડુંડું કરી જતો રેછે.



# प्रवेस त्रीजो.

## સ્થળ રાજાનો મેહેલ.

પાત્ર-- રાજા, રાણિ, પ્રધાન્ય, દુત,

**પ્રધાન્ય**—અરે હવે આપણે કાંઇજ ચિન્તા નથી. રાજાજીએ ઘણુંજ સર્વોતમ કિધુ છે. તેથી હવે ફિકર નહી આપણા દુખનો બદલો વાળવાનો સમય ઘણોજ સમિપ આવ્યો છે.

**મંદાક્રાંતા.**

આવ્યોછે આ સમય સુખ તણો,દુ:ખ દારિદ્ર જાશે,

રાજનજી તો અરિજન હણતાં, સુખ શાંતિજ થાશે,
ભાસે ચિંતા કવણ કંઈના!!! દિર્ઘ આયુષ્ય દીસે,!!!
શત્રુથિ વૈર લેવું કરે પ્રડ, નિશ્ચે રાયનો મંન વિશે.

**હીરણ્ય**—પ્રધાન્યજી.

**પ્રધાન્ય**—આજ્ઞા કૃપાનાથ,

**હીરણ્ય**—

## નારાચ છંદ.

થયો છ પાંચ વર્ષનો, પ્રલાદ પુત્ર બાળકો;
નિશાળ મુંકશું જે, શિધ્ર કે પછીજ આપકો;
દિસે મુનેજ મૂકિયે હવેથી જો નિશાળમાં
થશે સમર્થ તે ભણી, પછીથી યોગ્ય કાળમાં

**પ્રધાન્યજી**—ખરી વાત છે કૃપાસાગર જો તમારી આજ્ઞા હોય તો ગુરૂ શુક્રાચારને બોલાવા સારૂ આપણે મોકલીએ.

**હીરણ્ય**—કેમ પ્રીયા આ બાબત તમારો શું અભીપ્રાય છે પ્રલાદને અમણા નિશાળે મુકીશુ?

**કયાધુ**—ઓ મારા પ્રાણસાગર, તમે જેજે વિચાર કરો છો તે સર્વત્ર સારાજ હોય છે માટે હું પણ તમારા અભીપ્રાયને મળતી છું.

**પ્રધાન્ય**—દુત તમે માહારાજ શુક્રાચારને જઈને બોલાવી આવો.

**દૂત**—શું કહુ માહારાજ.

**પ્રધાન્ય**—જઇને કહો કે પુત્ર પ્રહલ્લાદને નિશાળે મુકવાનો રાજાજીનો અભીપ્રાય છે માટે તે બાબત કાંઈ આપણુ કામછે અને જોજે તેમને તું તેડીનેજ આવજે હો ભુલતો નહી જરૂર સમજ્યો? હું પણ વારૂ જોઉં છઉં.

**પડદો પડે છે.**

# પ્રવેશ ચોથો.

## સ્થળ નિશાળ.

પાત્ર, દુત, મેતાજી, શંડામર્કા, નિશાળીઆ.

**શુક્રાચાર**—નીશાળીઆઓની બરાબર તપાસ રાખજો એવું એક વડા નીશાળીઆને કહી પોતે ઘર જતા હતા એટલામાં રાજાજીને ત્યાંથી દુત આવ્યો.

**દુત**—મહારાજ આપને મારા રાજાજી બોલાવે છે,

**શુક્રાચાર**—શુ કામછે મારૂ ભાઈ કાટલુબાટલુ કાડવુછે કેશું!

**દુત**—નાજી એતો કુવર પ્રલાદને નીશાળે મુકવાના છે અને તે બાબત આપની સાથે તેઓને કાંઈ વાત ચીત કરવાની છે

**મેતાજી**—પોતાના છોકરા શંડામર્કાને ઘર મોકલી ગોરાણીને કાવે છે કે આજે જરા મોડુ રાંધજો રાજાને ઘર મને બોલાવ્યો છે તેથી વાર લાગશે. છોકરો જાય છે અને મહેતાજી રાજાજીના મેહેલ તરફ જાય છે.

# प्रवेश पांचमो-

## સ્થળ રાજાનો મેહેલ અંદરનો શયનગ્રહ.

પાત્ર હિરણ્યકશિપુ, રાણી, કયાધુ, પ્રહ્લાદ, શુક્રાચાર,

**શુક્રાચાર**—બારણા આગળ ઉભા રહીને આ

પુત્રવાનભવ ??? લક્ષ્મીવાનભવ ??? પુત્રવાનભવ ??? કરીને બોલે છે

**રાજા**—એ કોણ મારાજ શુક્રાચાર આવ્યા એમ જણાયછે ???
એમ કહી બારણે જાય છે ને જુવે છે તો માહારાજ હતા.ને મને ઘરમાં લીધા, કહયું પધારો.

### ચોપય છંદ.

મેહેતાજી માહારાજ પધારો, પ્રહ્લાદને ગણજો તમારો;
એને ભણાવજો ઠીક ઠાક, જરી રાખજો એ પર ધાક:
નહી સુનો મુકશો એને, ન્હાનું બાળક એતો છેને;
જરા દાબી ચાંપીને લેજો, હસાવીને શિખવાનુ કેજો;

**રાણી**—

એછે પાંચ વરસનું'રે બાળ, એની કરજો આલ પંપાળ;
મા'રે એકનો એક છે તંન, એના કરજો મેતાજી જતંન;
ખુશિ કરીશ હું તમને આ વાર, લ્યો પે'રો મેતાજી આહાર;
હારમોતીનોતમનેજઆપ્યો, (કાં)કેમુજબાળકનેશિસ્યસ્થાપ્યો;
છેએ બક્ષિશ તમનેરે રાખો, જોજો બાળકછે મુજ આંખ્યો;

**મેતાજી**—શુક્રાચાર,

કાંઈ ચિંતા નહિ માહારાજ, એને સાચવું તે મુજ કાજ;

વળિ કરૂરે ભણાવી પોપટ, સમસ્યા સમજે એમ ઝટ;
ધનધાન્ય લક્ષ્મિવાન થજો, વળી પુત્ર ઘણેરારે હજો;
હું લઉછું રજા માહારાજ, પૂર્ણ થાજો તમારા કાજ;
મેહતા આશિષ દે પ્રહલાદ, મુખે ચડજો સરસ્વતિ આદય;
એતો દીસે ઘણેરી મોટી, રાય રંકને આલે રોટી;
માટે વચન મારૂ સિદ્ધ ગણજે, વિદ્યા ચિત્તરાખીને ભણજે;
એથી સરશે તાહરૂં કાજ, માની શિખામણ મુજ આજ;

**હીરણાકશિપુ—**

## ઠુમરી.

પુત્રજી મહારા પ્રાણજીવનરે, શિખામણ સાંભળ મુજ તનરે
પુત્રજી માહારા.
ભણશો તો ભવ પાર ઉતરશો, નિકર નાખુશ થશે મુજ મનરે
પુત્રજી માહારા.
ભણવાથિ બહુ માન વધેછે, ખુલે ખિલે તન મનને ધનરે
પુત્રજી માંહારાં.

## ગરબી.

**રાણી—કયાધુ**

મારા સાંભળરે પ્રેલાદ, તુજને હું કહુ છઉં;
ભણી થાજે બહુ હુશિયાર, એ આશિશ દઉછઉ;
મારાસાંભળ.
જાજે નિશાળે ભણજેસારૂ,કરજે મનમમ ખૂશરે;

જા મા'રૂં આશિર વચન કે, થાજે દિર્ગ્ઘાયુશ;
તુજને હું કહુછઉં મારા.
મેતાજીની આગ્ના માની, લેજે સારી શીખરે;
ધિરજથીભણજે મુજભાઇ,રાખીશ નહીકંઇબીક,
તુજને હું કહુછઉં મારા
**મેહેતાજી શુક્રાચાર**—હે રાજંન,
માગુછું રજા જવાની ઘેરરે કૃપાનીધી
માગુછુ રજા જવાની.
જો તમે મને રજા આપો, તો હું ઘર જાઉં;
હશે જોતિમેતિ વાટ, બહુ પેરરે;
કૃપાનિધિમાગુછુ.
પુત્ર પ્રહલાદજીને, સાથે લઇ જાઉ છુંઉ
મેતિ હાર જોઇ કરશે, લિલા લેહેરરે;
કૃપાનિધિ માગુછુ.
**રાજાજી**—
જાઓની પ્રહલાદ ગુરૂઆજે,તમારે ઘર જાઓની
પ્રહલાદ ગુરૂ જાઓની.
મેલી જાજો પુત્ર આવજો, લેવાને કાજે;
કરજો હુશિઆર જેમ છાજેરે;
પ્રહલાદ ગુરૂ જાઓની.
રોજ રોજ એમ એ બા–લકની માયા કરો;

દુટસે શરમ દિન ઝાઝેરે
પ્રહલાદ ગુરૂ જાઓની.

**પડદો પડયો.**



# પ્રવેશ છઠો.

## સ્થળ......... નિશાળ.

શુક્રાચાર, નીશાળીઆ, પ્રહલાદ,

**શુક્રાચાર—**

(આતન રંગ પતંગ સરીખો જાતાં વારન લાગેજી) એરાગ.
શિસ્યો તમે સઉ સાંભળજો દઉછુ શિખામણ સારીજી;
આજ રજા પાળો મુજ ભાઈ એમ આગ્ના છે મા'રીજી
શિસ્યો તમે.
આવર્તન ઘર જઇને કરજો રમશો નહિ રજા ધારીજી;
નહીં પાઠ તૈયાર જો કીધો, હશે તો પડશે ભારીજી;
શિસ્યો તમે.
માત પીતા જે કહે તે કરજો એમાં શોભા તમારીજી;
જો આવે ફરીઆદ તું આગળ ચાબુક ફરશે માહારીજી ??
શિસ્યો તમે.

**નીશાળીઆ—**

(ઈંગ્લીશ રાહ)

મારા મેતાજી મારાજ મારા મેતાજી મારાજ;
અમે તમારી સિખામણ મન ધારીશુ શિરતાજ.
મારા મેતાજી મારાજ.
છએ બાળ આણો કાળ એને શું કેવાય!!!
પોતા પુત્રને તરછોડે ફરીયાદ કો આગળ જાય;
મારા મેતાજી મારાજ.
નહી કરિએ ટટો કે કજીઓ ઘર આગળ અમે આજ;
કોણ મુર્ખ ઘર જીવ ઉકાળે માર ખાવાને કાજ.
મારા મેતાજી મારાજ

ન ... ળ આને રજા આપેછે પ્રલાદજીને લઈને મેતાજી ગુરૂ શુક્રાચાર પોતાના ઘર તરફ જાય છે.



# प्रवेश सातमो.

## સ્થળ........મેતાજીનુ ઘર.

શુક્રાચાર, ગોરાણી, શંડામર્કા, તથા પ્રહલાદજી.

**શુક્રાચાર કહેછે—**

### દોહરા છયા ગઝલ.

ગોરાણી ઉઘાડજો સદય આપણાં દ્વાર,

ખોટી શા માટે કરો બહુ લગાડો વાર,
પુત્ર આવ્યો ઘરમાં થકી દિકાસાથ પ્રહલાદ,
પિતા કોટમાં હારછે!! કહુ માતાજી દાદ,
શુ— શું તું લાગી ભાળવા કહોનેલાવીપ્યાર,
મે— સ્વામિજીના કંઠમાં નજરે પડિયો હાર?
ગોરાણી—
હાહા દીઠો કંઠમાં મોતી કેરો હાર,
ક્યાંથી લાવ્યા પીયુજી કો મુજને આવાર,
ચળકચળકચળકયાંકરે ઝળકઝળકબહુથાય,
પલકપલકપડીમાહરી ખલકખલકમનજાય,
ઓપતી આપો પહેરવા પાછી આપુંઆજ,
શું આપ્યો પ્રેલાદને રાયે પે'રવા કાજ?
કાં રસ્તે એ પડિગયો કાં નહિ ગમે પ્રલાદ,
કાં તમનેછે આપીયો સાચુંકહો ધરિ યાદ,
દિસોછો રળિઆમણા સ્વામી પેરો જ્યાર,
ધન્ય હશે એ સ્વામિને પેરાવે નિજ નાર,
મેતાજી—
પ્યારી બક્ષિસ મુજને કીધોછે એ હાર,
રાણી કયાધુ એ જુઓ બહુ બતાવી પ્યાર,
નિશાળિયા સૌ છોડીને હતો આવનો ઘેર,
દૂત આવિયો રાયનો બોલ્યો એવા પેર,
ચાલો શુક્રાચારજી બોલાવે રાજંન,

રાહ જુવેછે આપની પાસે બેઠા તંન;
મેં ધાર્યું મુજમન વિશે ગુસ્સે થયલો રાય;
કાઢે મા,રૂ કાટલું ત્યારે કેમ કરાય,!!!.
પૂછ્યું પેલા દૂતને શું છે મા,રૂ કાંમ;
હોય ખબર, જો, તુજને કહિદે સાચુઆંમ;
રાજા ગણુતોછેનહી મનમાંજરિ પણપાપ;
માટે હયજો જાણુતો તો ચેતવણિ આપ.
તેંમ છતાં નહિં કહેમુને શું છે માહરૂકાંમ;
નહી જવું એઠીક છે ચાલે નહિં મુજહાંમ;
દૂતહશિ પછિ ઓચર્યો ઓમા,રા માહારાજ;
કેમ દિસો તમેબાવરા?? તે કહો મુજનેઆજ.
નથી જાણુતો હું કશિ વિષેશતો કંઈ વાત;
આજ્ઞા કિધી મૂજને રાજાજી સાક્ષાત;
માટે મેહેર કરી તમે ચાલો મા,રા દેવ;
દૂત ઘણુ ચીઢયો, કહયું બળિ તમારી ટેવ.
નથિ રિસે તમ ઉપરે શાને પાડો સાદ;
ભણુવા કાજે મુકયો રાય પુત્ર પ્રહલાદ;
ત્યારે મન અતિ પામિયું ખરે ખરૂં ઉલ્લાસ;
શંડામર્કા મોકલ્યો તુર્ત તમારી પાસ.
મેંકહ્યું જાતુજમાતને કે જે, સંમાચાર
વાર ઘણેરી લાગશે જવું રાયદરબાર;
સોંપી શાળામેં પછી નિશાળિઓ હુશિયાર;

કહયું વાર મને લાગશે જવું છે મારે બહાર.
એમ કહી સોંપી કરી નિશ્ચય સઉમન માંય;
નિકળ્યો હું, શાળા થકી જહાં વસે છે રાય;
દૂત હુંથિ છૂટો પડયો ગયો અગાડી આજ;
બોલ્યો પ્રત્યે રાયની લ્યો આવ્યા માહારાજ.
જઈદ્વાર ઉભો રહયો દઉ આશિર વચંન;
રાય બહુખુશી થયો મેં, નિશ્ચયકીધું મંન;
આવ્યો લેવા મુજને દ્વાર સમિપ એ રાય;
પ્યારિ આ સૌજોઇને હર્ષઅતિ મન થાય.
ગયો હુંતો ઘરને વિશે બેઠારાણીરાય;
હાસ્ય વિનોદે બેઉનો ગટપટ ચાલ્યો જાય;
મુજ પુછ્યું આચારજી શું ધારોછો મન?;
ભણુવા કાજે મૂકવો છેજ હમારો તંન.
છે એ નાનું બાળ તે સાચવજો મા,રાજ;
કાળજી રાખો બાળની કરશું તમારૂ કાજ;
મેં કહયુ શાનેકરો ફિકર તમે કંઈ મંન;
જેવો મારો શંડામર્કા તેવો બીજો તંન.
વચનસાંભળિ રિઝિયો અતિશય મનથીરાય;
રાજા રાણી દીસિયાં ખુશિથતાં મનમાય;
રાણી બહુ ખુશિ થઈઆવ્યો મુજપર પ્યાર;
ઉભી થઈને નાખિયો' ગળા વિષે મુજહાર.
કહયુ તમને બક્ષિશ છે ઓમારા માહારજ;

સાચવજો મુજ બાળને પાછા કરશું કાજ'
આ બાળસમિપ છે માહરે તેરાજા કેરૂ તંન'
જોઇ મૂખ એબાળનુ થૈમેતિજ પ્રસન્ન'
બતાવવા હું લાવિયો તુજને ન્હાનું બાળ'
પોંચાડુ ઘર એહને મુંજમન આવે વહાલ'
એમકરી કહું બાળકા?? ચાલો તમ ઘરઆજ'
ભોજનકરવાકારણે(તંમ)રાહાજોશેમહારાજ'

એમકહી મેતાજીપલાદજીને એમનેપોતાનેઘેર મુકવા સારૂજાયછે-
મેતિ--સાંભળ્યુ માહારાજ ?

**શુક્રાચાર**--કેમ?

**મેતિ**-જરા તમે વેહેલા પધારજો કારણ આજ તમને ઘણો જ, વીલંબ થએલો છે. માટે કામ કાજથી પરવારવાને મને બહુ વખત જોઇશે-

**શુકાચાર**-અરે હું તો આટલી સરખી વારમાં આવ્યો એમ કરી અંગુઠો તથા મધ્યમાં અંગુષ્ટિ એકઠી કરીને ચપટી બજાવે છે-ને પ્રલાદને હાથે વળગાડી ઘેર મુકી આવે છે-અને મેહેતાજી પોતાને ઘર જાય છે-

પડદો પડે છે.



# ભાગ ૨ જો પ્રવેશ પહેલો

સ્થળ.

## નિશાળ,

પાત્ર.

સુક્રાચાર નીશાળિયા. પ્રેલાદ.

બીજે દીવસે સવારમાં મેતાજી પોતાની નીશાળે આવે છે. છોકરા સઉ બેઠેલા છે-વડા નીશાળિઆને પુછે છે-વડાનીશાળિઆ?

**વ. નિશાળિઓ**-હાં ગુરૂજી.

**શુક્રાચાર**-પ્રલાદજી આવ્યા છે?

**વડો**-ની-ના માહારાજ અમે બે ત્રણ જણ તેડવા ગએલા પણ તેમના દ્વાર પાળે અમને ઘરમાં પેસવા દીધા નહી તેમ રાજાજીને અથવાતો રાણીજીને અમારી વરદી પણ પોંચાડી નહી એટલે થાકીને પાછા આવ્યા—

**મેતાજી**-ચાલો તમે સાચવજો હું અમણા જાઉછું (એમ કરી જાય છે) **પડદોપડેછે**

(અને પ્રલાદ રમતો હતો તેને જોઇ) મેતાજી કેહે છે પ્રલાદજી?

પ્રલાદજી-હાં માહારાજ.

મેતા--શાલામાં ચાલશો ભાઇ?

પ્રલાદ--હા ગુરૂજી એમ કહી પોતાના લુગડા ટોપી ઘરમાથી લઇ આવે છે- અને દ્વારપાળને કે છે કે પીતાજીને કેજો હુ મેતાજીની સાથે નીશાળે જાઉછું.

દ્વારપાળ --ઠીક બહુ સારૂ કૃપાનાથ" એમ કરી રાજા જીને કહી આવે છે કે પ્રલાદ કુંવર નીશાળે ગયા. રાજા કે છે ઘણુ સારૂ

**પડદો પડછે.**



# प्रवेश बीजो



**સ્થળ.**

**નિશાળ.**

પાત્ર.

મેતાજી- નીશાળિયો પ્રલાદ

મેતાજી અને પ્રલાદ નીશાળે આવી પોચ્યા.

પ્રલાદજીને બોલાવે છે--

**મેતાજી**-પેલો કાલવાલો પાઠ તૈયાર કીધો છે?

**પ્રલાદજી**-ના માહારાજ-જરા કાચો છે-

એટલામાં (મેતાજીને ઘેરથી તેડવા સારૂ આવ્યું)

**વિદ્યાર્થી**-ગુરૂજી તમને ઘર આગલ અમારા કાકી બોલાવે છે

**મેતાજી**--ઠીક ભાઇ-કહો કે હુ આવ્યો-એમ કહી મેતાજી ઘર ગયા એટલે-નિશાલમાં છોકરા એકલાજ છે પ્રલાદજી પાઠ તૈયાર કરવાને બદલે-ભગવાન—

શ્રીહરિ; શ્રીહરિ!!હરિ, હરિ, એમ બોલ્યાં કરે છે. સૌ નિશાળિઆ, તેમના સામું જોયાં કરે છે. અને માંહો માંહે એક બીજાના સામું જોઈ, મનમાં હસે છે. તે ઉપર પ્રેલાદજીની નજર પડે છે એટલે

**પ્રલાદ**—અરે ભાઇઓ, તમે મને શું હસો છો!!! અને જો મને હસતા હશો તો તમારી મોટી ભુલ છે, શું તમે આ પાઠ તૈયાર કરોછો? અરે!! માત્ર સંસારમાં જન્મ લઇને, આ પ્રપંચની વિદ્યા ભણો છો તે શિવાય બીજુ હું કાંઇજ સમજતો નથી; કારણ, આંમ પાઠ કરવાથી તમારૂં શું ભલુ થવાનું છે? આ ભણવાથી કાંઇ ઈશ્વર ગળવાના નથી, માટે, માહારો, તમને એવો બોધ કરવાનો હેતુ છે કે, જો તમે એવું ભણતર ભણશો કે જેથી તમને ઈશ્વર સા

ના થાય, તો તેથી આ તમારો જન્મ આ દુનિયાને વિશે થ યો તેનું ખરેખરૂં સાર્થક કીધું એમ સમજજો; અને તેનું ભ જન આવા સમયમાં, નહીં કરીયે તો, ફરિ, ફરિ, આ, મુન શા, દેહ, આવવાનો નથી; માટે તમે એવું શ્રેય ભણો!!! ભા ઇ!! કે જેથી તમારા આત્માનું કલ્યાણ થાય!!! આ હાલજે તમે ભણશો તે અહીંજ રહેવાનું અને પેલું જે હું કહુંછું તે તમારી સાથે આવવાનું, સમજ્યા!! માટે આ ઢોંગનુ ભણ તર મુકીદયો અને શ્રીહરીનુ ભજન કરો. આટલું કે'વું નિ શાળિઆઓને અસર કારક થયું. અને પછી પ્રલ્હાદજી સઘ ળા નિશાળિઆઓને પાસે બોલાવીને કહે છે;

## લાવણી.

સરવ અહિં,આવો, માહારા યાર,
તમે, હરિભજન, કરો, નિરધાર;
સરવ અહીં આવો.
સમય સરવ જન, સાધજોરે;
લાગો પાડવા તાળ;
ટિલક કરૂં, કિર્તન પછી કરીયે,
ભજીયે શ્રી ગોપાળ.
પ્રભુ છે સૌનો સરજન હાર;
તમે હરિ ભજન.

આશા તૃષ્ણા સરવે છાંડો;
છાંડો દુષ્ટ હંકાર;
લ્યો, આ, શંખ વગાડો ભાઈ,
હરિ નાદે કરો ટંકાર,
સફળ સઉ થાશે ફેરો પાર,
પ્રભુ છે સૌનો સરજનહાર;
તમે હરિ ભજન.

એટલુ કહેતા સઉ નીશાળિઆઓએ પોતાના ધોતીઆના કછોટાં માર્યા પછી પ્રેલાદજીએ ગોપીચંદના ટીળા કીધાં, અને તુળશીની માળા ગળામાં સઉને નાંખી. અને નીશાળીઆં--જે જે વિઠ્ઠળહરી જે જે વિઠ્ઠળહરી. ! ! ! ! ! !

એમ જાણે કોઇ તાબે થએલા આદમીઓ--હોય અને બોલે તેમ ખરી લાગણીની સાથે "જે જે વિઠ્ઠળહરી." બોલતા હતા. અને પ્રલાદજીના સામું સઉ જણાં--હાથ જોડીને કેહેવા લાગ્યા--

## કાફી હોરી.

"નમન તનેં પ્રેલાદ; પ્રભુના પ્યારારે"
નમન તનેં

"ધન્ય તારી કર્ણિહશે જે.સુજીમતિ અતિ સારી"
"હરિ હરિ રટન કરેને કરાવે, અમે ઘણું ઉપકારી"

" દિસોછો તપસ્વિ ભારી-
નમનતને પ્રલાદ
"તપ ઘણેરૂં કીધું દિસેછે. પૂર્વે તમે નિ.ગ ધારી"
"હશે હરિભજતાં, કાયા પડેલી"
એમ અનુમાન ધારી તને જૈએ " "બલિહારી

નમનતને
"યોગ ભ્રષ્ટ થએલો પ્રાંણી"
"જનમે ઘેર શ્રી.મહાન"
"કિંવા ઘર બ્રાહ્મણનેજન્મે"
"જુવો ગિતામાં પ્રમાણુ"
"તેમ નિપૂણતું દિસે"
નમનતને પ્રલાદ-
"જય જય જયહરિ, જયરે કૃપાળુ"
જય ઉતર્યો એ તારો"
"હરિવિઠ્ઠલ કહિ પાયે લાગુ"
"સફળ થયો જનમારો"
જુગાજુગ રાખો. એપ્યારો"
નમનતને પ્રલાદ

**રામ માઢુડની છાયા**

**પ્રલાદ-**

"હરીભજરે માહારા યાર"
"આભવજળથીઉતરો પારરે,
હરીભજેરે!
ટેક.
ભજન કરેજો, ભાવથીરે"
રાખી મનમાં હાંમ"
પ્રભુ પધારે પ્રિતથીરે"
નિશ્ચે તેનેં ઠાંમ"
હરિભજરે
હેગોવિંદ!!ગુણુસાગરા!!!તુંછે,જુગદાધાર!!
નમન કરૂછંઉ હું તનેરે ભાવે વારંવાર'
હરીભજરે,
જેવોતેવો હું બાળકોછંઉતારોસરજંનહાર'
જો, બેડો છે બૂડ.તોરે ઉતારો પેલેપાર'
હરીભજરે
કંઇકભગત તુજને ભજીને કરીગયા છે નાંમ'
તેનીવહેરેતુંચઢયોપોંચાડયાઅવિમલધાંમરે;
હરીભજરે.
નહીં કર્ણીમુજલાવશોરે મનમાંઅંતરજામ'
શરણુપડયો છું તાહરે રે વારંવારપ્રણામરે'
હરીભજરે.

એમ કહી પ્રલાદજી પ્રભુની સ્તુતિ કરે છે તે વખત નીશાળિઆ પ્રલાદજીને ધુટણીએપડી પાયલાગે છે- અને "જે જે જય વિઠ્ઠળહરી–એમ શબ્દની ધ્વનિકરે છે.

આ વાત મેહેતાજી ઘેરથી આવતા સાંભળે છે. અને મનમાં વિચાર કરે છે કે કંઇ નિશાળમાં છોકરાઓ મારા મારીકરે છે-ચાલો જોઉં તો ખરો-

આવે છે અને મેહેતાજી જુએ છે તો નીશાળિઆ ધુટણીએ પડી પગે પડેલા. ગળામાં તુળશીની માળા કપાળમાં ગોપીચંદનના ટીલક કોઈના હાથમાં ખડતાળ ઝાંઝ વિગેરે હતાં. સઉ પ્રલાદજીને પગે લાગેલા દેખાવમાં જોઈ મેતાજી-પ્રલાદ સામુ જુએ છે અને પાછળથી ઓળખીને કે છે– (મનમાં આતો રાજાનો છોકરોજ છે ને ?? અને એનેતો નખોદ વાલ્યુ." આ શું ગજબ) એમ કહી મેતાજી દાંત પીસીને ધાંટો પાડી ને કે છે- ઓ લુચાઓ?? આ શું તોફાન મચાવ્યું છે? તમારૂ નખોદ જાય?? આ વાત રાજાજી જાણુશેતો તમારા માબાપોના મોઢાં દુનીઆમાં બાહાર નહી દેખાડાય, માટે, આ ઢોંગ મુકી દ્યો. એમ કરી ટીલાંટપકા કાડી નાખે છે અને એકેક તમાચોબધાને મારે છે અને માળા જુટાવી લેછે- અને કે છે ખબરદાર. બેવકુફો, આવું, કાંમ કોઇ દીવસ આજ પછી કરશો તો; તમારી વાત તમે જાણ્યા—અને અરે પ્રલાદ તું કોઈ વિચીત્ર પ્રાણી માલુંમ પડે છો!!!ભાઈ જો સારી રીતે ભણુવું

હોયતોં આ શાળા તમારી છે. નીકર આવા ઢોંગ કરવા હોય તો તમારે ઘર જાઓ. રાજા જાણેતો અમારૂંતો ઠીકરૂં ફુટી જાય. એમ કરી મન સાથે વીચારકરે છે હવેતો શું કરીશું બાપ!!! રાજા જાણશે તો, એક તો ગૌબ્રામણનો કળ છે; વળી હું બ્રામણ છઉ અને મેંજ આ તોફાનતો નહી કરાવ્યુ હોય?રે એમ કદાપી રાજાના મનમાં હશેતો મારા બાર વાગશે હેઅરેજીવ??? સઉથી સારો રસ્તો એજછે કે માહારે હવે આ માળા, અને આ ચંદન વીગેરે લઇને, બગળમાં મારી છોકરાને લઈ એના પીતાજીને સોંપી આવું-એમ કરી લઈ જાય છે

**પ્રલાદજી**—ગુરૂજી તમે શું કરવા ફીકર કરો છો??? મેં કાંઇ ચોરી નથી કરી. અગર જે જે કુકર્મ કરવાથી દુનીઆમાં બાહાર મોઢું બતાવાય નહી એમાના પણ કઇ કીધાનથી તો તમે મને રાજાજી પાસે આટલું બધું ડરીને શું કરવા લઇ જાઓ છો' અને હું તો તમને પણ જોકે કંઇ કેહેવાને પાત્ર નથી તથાપિ વીનંતી કરી કહું છું કે તમારે પ્રભુનુ ભજન કરવુ એ ઘણુ ઉત્તમ છે. નીકર ફરી ફરી મુનશાદેહ આવવાનો નથી.

મેતાજી—અરે બસ ભાઇ (મનમાં કે છે આ કોઇ દેવાંશી પુત્ર છે પણ લાચાર) મારે તાહારૂં કાંઈ કામ નથી મને શીખ

મશુ આપે છે તેના કરતાં તાહારા બાપનેજ આપને એટલે બસ છે. અમારે તો શીખામણ તારી નથી જોઇતી ભાઈ???

પ્રલાદ—તમારી મરજી અરે આ મેહેતાજી પણ બ્રાહ્મણ થઈને આવા નાસ્તિક શબ્દ કેમ ઉચરે છે. ખરે મને તો કાંઈ વિનાશમાલુમ પડે છે ?? એમ કરી પ્રલાદ મેહેતાજીની સાથે રાજા પાસે જાય છે.



# પ્રવેશ ૩ જો



## સ્થળ

## રાજા હિરણ્યાકશિપુનો મેહેલ

પાત્ર.

રાજા, રાણી, શુક્રાચાર, પ્રલાદ,

મેતાજી છોકરાને આંગળીએ વળગાડીને ઘર મુકવા આવેલો જોઈ રાજા ઘણાજ પ્રસન્ન થાય છે-અને અંદર અંદર ધીમેથી વાતો કરે છે-" આપણો પ્રલાદ આવ્યો." મેતાજીને રાજા કેહેછે—પધારો, ગુરૂજી શુક્રાચારજી કેમછો! શું સમાચારછે??

## સોહીણી છાયાં

" હો ? સાચું બોલોની મે'તાજી, પ્રેલાદજી શું ભણે"
માહારાજ;
" એ'ની જીભ છે બોબડી તેથી, મુખે કંઇ ના ચઢેરે-
માહારાજ.
સાચુ બોલોની-
" એતો પાંચ વરસનું છે બાળ. પટાવી. કામ લીજીએ"
મહારાજ.
એને હળવે હળવે ભણાવી.'
શિખામણ,દિજીએરેમાહારાજ'
હો. સાચું બોલોની

**મેહેતાજી**— ( મનમાં ભણ્યા કપાળ )

એજ રાહ.

રાજા લ્યોની તમારૂં બાળ'
મારે નહીં કામનું હોરાજ'
વણુસારી મા'રી નિશાળ'
ભજન હરિ નામનું કીધું આજ.'
રાજા લ્યોની.
માટે મેહેર કરો માહારાજ.
તમે શીરતાજ, છો હોરાજ'

ગોપિચંદને તિલક છાપા કીધાં'
નાંખ્યો સૌ નિશાળમાંએ એતો આજ'
રાજા હ્યોની,

માટે પૃથ્વી નાથ આપ સરખા રાજા સામું અમારા અ.શરા નહીં- ને પુત્રને મારાથી સચવાય પણ નહીં. માટે હુંતો રજા માંગુ છંઉ; એને બે વાત કહી શિખામણ દેજો? પછી માહારે ત્યાં મોકલજો એમ કહી માળા-અને ચંદન રાજાજીને આપે છે-રાજા હાથમાં લઇને બહુ વિક્રાળ થાય છે અને કેહેછે હા?? કોંણ દુસ્મને તને આ સલાહ આપી છે? ઠીક.

**રાજા**—જાઓ શુક્રાચાર માહારાજ પધારજો.

**શુક્રાચાર**—વારૂં આયુસ્યવાનભવ'? લસ્મિવાનભવ,??ધનવાન ભવ?? કહી જાય છે

**રાજા**—અરે પ્રીયા-આ શું ગજબ શુંકરૂ પુત્ર છે નીકર હું આજે એના પ્રાણ લઇલેત'?? અરરર આહા......એમ કહી જુસ્સામાં--હાથ પગ પછાડીને, વિક્રાળ ચીસ પાડે છે અને કહે છે.



# ભાગ ત્રીજો

## પ્રવેશ પહેલો

—o-c⁂o-o—

### સ્થળ.

### રાજાનો મહેલ.

પાત્ર

રાજા-રાણી--પ્રલાદ...

રાજા પુત્ર પ્રહલાદ, રાખ યાદ શિખ મા'રિતો,'
છે મુજ પુત્ર,નિકર હુતી, ફજા તા'રિતો'
હવે ખબરદાર, છોડ ચાલ, બુરી તારિતો'
નિશ્ચે તુ માંન, તાહારે કાજ, છે કટારિતો'

પ્રલાદ—હો કપાળ કાપો હાલ લ્યો કટારિતો'
ધરૂં છું શિશ,રે સમિપ, ફરજ મહારિતો'
ધાર્યું ધણીનું થશે, રે, દયા ધારિતો'
કિધો છે મેંતો ભરૂસો એનાપર ભારિતો'

રાજા—છોડીદયોરે બુરિ હઠ , નીકર તાજ કરૂં,
પ્યારાજોમાનેકહયું,સમિપ તા'રિ રાજપધરૂં'
આ બુરિ લ-ત, એ, વિપ-ત, કેરૂં કાંમ દિસે'

કહયું મુદમાન,કાં, નકામો,તું ભરાવે રિસે???
પ્રલાદ—હું તો નાઇચ્છુ એવું રાજ્ય,અગર પાટ કંઈ
પિતા મુજમનથી હરિ,ભજન કેરિ વેળાથઇ,
માટે હું અર્જ કરૂં, છું પિતાજી ખરે;
કહો શું છે ઇજા કરૂં ભજન, તેમાં હું આરે
**રાજા**—કયાંથિવેળાથઇ ભજવાનિ,નાહાનુબાળ દિસે,
હજુ નથીઆવ્યા દંત દુધ કેરા મુખને વિશે,
થયાં છે વર્શ પાંચ, ને તું ભજન શું કરે???
પુત્રજી પ્રાણજીવન,??? મા'રૂ કે'ણુ માનો ખરે.
પ્રલાદ—પિતા દશ વર્શ થઇ, જાય બાળપણાં મહીં,
બિજા દશ વર્શ જાય, વિદ્યા ભણવા મહીં,
ત્રીજા દશ વરશ જાય, વિશય ભોગ મહીં,
ચોથો દાયકો મેહેલેદોટ, ધન ઢોંગ મહીં,???
થયા પચાસ મન,ઉલ્લાસ??? ધન જોઇને???
જ્યારે વર્શ સાઠથયાં, બેઠા આંખ્યો ખોઇને,
ધ્રુજે શિ-તેરે પાય, હાય એંશીયેનો ગઇ,
નેવુએ ટપલા ખાય, અંકે સોએ જાયતહીં,
પછિ કિયો વખ્ત,બતાવો,તમે હરિભજન કેરો,
મુર્ખ જન્મિ વારંવાર, ફોગટ ખાય ફેરો,
નજાણે અલ્પ છે આયુષ્ય, આવા કાળમાં,
લાંબિ આશા છાંડિને, ભજો હરિહાલમાં,

**રાજા**—અરે પ્રાણ પ્રીયા—?

**રાણી**—સ્વામિનાથ?? આજ્ઞા?

**રાજા**—અરે આતો મને ઘણુંજ આશ્ચર્ય જેવું ભાસે છે???

**રાણી**—સ્વામિનાથ શું આશ્ચર્ય જેવું ભાસે છે?તે કૃપા કરિ કહેશો?

## પીલુ ઠુમ રી.

**રાજા**—રાણિજી પુત્ર પ્રલાદજીરે'

બહુ ઢોંગી બનિયો-

રાણિજી પુત્ર.

અતિશય ઢોંગ કરે, મુજસામું,

એમ સમજ એને હણિયોરે-

બહુ ઢોંગીબનિયો

નિશાળે મેં---ભણવા--મુકયો,

ત્યાંહરી નામ, એ, ભણિયોરે,

બહુ ઢોંગી બનિયો.

**રાણી**—(કયધુ પ્રલાદજીના સામુ ઉભા રહીને શિખામણ દેછે, કે ભાઈ તુ માહારી એક વાત સાંભળશે કે???)

**પ્રેલાદ**—હાજી માહારોધર્મછેકે સુજ્ઞ માતપિતા જેસારી શિખામણ દે તે માહારે ગ્રહણ કરવી જોઈએ, માટે કૃપાકરી કહોમાતુશ્રી??

## રાણી કયાધુ--સાંભળો ભાઈ ???

### ગરબી.

મા'રાપુત્રજી પ્રાણજીવન, સમિપ મુંજ આવોરે'
મા'રાલાડકવાયા તંન, સમિપ મુજ આવોરે' ટેક
શું આ ગાંડિ હઠ પકડીને,બેઠા છો તમે આજરે'
એ હઠ, નિશ્ચે છોડિદેજો. થાશે વિપરિત, કાજ'
સમિપ મુજ આવોરે—મારા-
પિતા તમારા છેરે હઠીલા, તેવા દિસો આ--પરે'
શાને કાજે રસ્તે જાતાં, વેઠો છો પરિતાપ'
સમિપમુજ આવોરે.
નાંકરવું આવું અવળુ કંઇ,આજ્ઞાપ્રમાંણે ચાલોરે'
રાજાજીનવુ જુનુ-કરશે-(ઓ)મારાસમતમે પાળો'
સમિપ મુંજ આવોરે.

### એજરાહા

પ્રલાદજી—
શું ફિકર, કરો મુજમાત, વારે શું કહિએ;
જો છોડતુ હોયે મો'ત, દરમાં જૈરહિએ. ટેક
મોતતણી ફિકર,મનેછેનહીં સાચુ.કહુછું--માંનોરે;
વળિ પિતાને હાથે મરવુ,તેમાં અધ-રમશાનો?
વારે શુ કહિએ,

હું એક લખ તે,થિપણુ અધકિ, વખ્ત હરિ ભજવાનોરે,
ચાહે તે આ, દેહપર વિતે, નિયમ નથિ તજવાનો,
વારે શુ કહિએ
માતાજી તમને પણુ માં'રે, એજ કથન કરવાનું રે,
આ મિથ્યા સંસાર છે તેમાં ભજન થકી તરવાનું
વારે શુકહિએ
ભજન રટણુ જપતપાદિકિધુ, રાજાજીયે બંધરે,
કોણુ મૂર્ખ સમજીનેરે'શે, ભજન વિનાનોઅંધ;
વારે શુકહિએ
આસંસાર અસત્યજભાસે નાં'ના વિધ પ્રપંચરે;
તેસૌનોતો ત્યાગજ કિજે, ગ્રહિયે સુક્રિતસંચ.
વારે શુકહિએ.

**રાજા**—ચીઢાઇને આહા...એમ કરી બૂમોપાડી આંમ તેમ ધુંમે છે ને કહેછે.

**ગજલ**

અરેઓમૂર્ખ મા'રૂ કે'ણુ કાંન માંનેરે,
નકામો બનિશ્વાન શકટ ભાર તાણેંરે,
બધી જાવાદે જીકર, નિકર તુને ઠારકરૂં,
સોંપુ કોઇ દુતનેઆ, રાજ્ય થકિ પારકરૂ,
ઉતારિશ નાદ, ઓ પ્રે'લાદ દયા લાગે છે.

પરંતુ વાણિ તાહારી, કાળજામાં વાગે છે,

**પ્રલાદ**—

**ગજલ**

હાય અફસોસ, પિતાજી-હવે શું-કરૂ;
(હાથપછાડીને) સમજોકે ઠારકરો, તથાપિ હુંના ડરૂ;
શ્રિ હરિ હરિ હરિ, હરિ ભજવાનોછું;
અરે ચાહે તે કરો શું, પ્રભુ તજવાનોછુ?
અરેનહિં નહિ નહિ તજુ–ભજુંછું–જે'ને;
તમારિ હુંતો રૂબરૂ, કરૂં પ્રણા–મતેને;

એમ કરી પ્રભુને પ્રણામ કરે છે, તે જોઇને રાજા હિરણાકશિપુ ઘણોજ ગુસ્સે થઈને મોહોટી કિકિયારિ પાડે છે, અને કહે છે કે અરરર!!! શું તોફાન માંડયું છે? એવું બોલતો જાય છે, અને આમ તેમ બહાવરો પડી ઘુંમતો જાય છે.

**પડદો પડયો.**

# प्रवेश २ ज़ो.

**[સ્થળ રાજાનો મેહેલ.]**

પાત્ર.

રાજા, પ્રધાન્ય, કુંવરપ્રહલાદ, બે દુતો,

**રાજા**—અરે મુર્ખ પ્રલાદ!!!કેમ તને શિખામણ નહિંજ આ

વવાની કે! આટલું બધું સમજાવ્યાં છતાં તહારે મનથી હું તો જાણે ઘાસ કાપતો હોઉંની!!! એમ તું મને બતાવે છે, પણ તું તહારા મનથી ખુબ યાદ રાખજે, હવે તહારો શીપેરે ઘાટ ઘડવો તેનીજ પેરવીમાં હું છું એમ કરી ચિસ પાડી પ્રલાદ ઉપર ધસે છે, એટલામાં પ્રધાન્ય આવે છે.

**પ્રધાન્ય**—કૃપાનાથઃ? ક્ષમા??? કૃપાનાથ?? ક્ષમા??

**રાજા**—બિરાજો પ્રધાન્યજી,

**પ્રધાન્ય**—આ શું છે, કૃપાનાથ??

**રાજા**—

## ઠુમરી.

(છાંડદે લંગરવા મુરખ મોરિ બાંહિરે) એ રાહ.

જુઓનિ પ્રેલાદ, [illegible] મુને, આજેરે,
એથિ, હવે, માંહારૂં, મન બહુ દા'જેરે,
જુઓની.
દઉં શિખ, એને પ્રસન, પડે નહીં,
પકડિ રહયો, જીદ એ'નીરે,
એથી રૂડો, પરિણામ, ના નિકળે,
જરાતમે શિખ,આપો, એને, મહારેહાજેરે,
જુઓની.

બાઇ હવે સમય કેવો થઈ ગયો છે તે તમે જોતા જાઓ. આ એક માત્ર પાંચ વર્ષનુ બાળક, તે શું મને પજવે???અરે નહીંજ? કારણ એક મ્હોટા ઈંદ્રને પણ હું ઘણોજ વસમો લાગુંછું તો આ ત્રણારૂપિ બાળક મ્હારા કાંઈજ હિસાબમાં નથી. પણ પેટના ફરજંદ તરિકે ગણીને–ઘણીજ દીલગીરી સાથે તમને એક મ્હારે નાહક તસ્દી આપવી પડે છે. જો ત મારા કેહેવાની અસર એને કંઈ થાય તો ઠીક, નીકર એનું કિસ્મત!!!

**પ્રધાન**—ફરમાવો રાજન???

(ઈસ મુશ્કલસિમે કે.ઇ નહિ યાર હમારા.)

(ભેરવીની ધુનમાં)

**રાજા**—

અરે દૂતને, બોલાવોને પ્રધાન્ય હમારા,
જુઓનિવડયાહિણભાગ્ય,રાજ્યપુત્રતમારા,
અરે દૂતને
સમજાવો એને કંઈ જો,એ માને તમારૂં,
ભાઈ માનેતો સમજીશું ધન્યભાગ્યઅમારૂ,
અરે દૂતને.

**પ્રધાન્ય**—ભાઈ? પ્રલાદજી??? જરા તમે મ્હારી પાસે આ વશો? હું તમને એક વાત કહું. એમ કરી રાજા પાસેથી

બાલકને પોતાની પાસે બોલાવી કહે છે.

(એજ રાહ)

અરેપ્રલાદ રાખ યાદ, એક શિખ અમારી,
હું વિનતિ કરૂં બાળહઠ, છાંડો તમારી,
અરે પ્રેલાદ
તમેછો એક તંન, તમારાજ બાપને,
શા માટે નહિં છોડવિરે, જીદ આપણે,
અરે પ્રેલાદ.

**પ્રલાદ—**

**(ઠુંમરી.**

(હજારો મેરા કાનકા મોતી.)

પ્રધાન્યજી, નહિં માનું શિખ હવે,
નહિં માનું શિખ હવે,
પ્રધાન્યજી.
હું તમને બિનંતી કરૂંછુંરે,
શું થાશે તમથી હવે,?
પ્રધાન્યજી.
હા જાવ હુંતો હરિ ભજવાનોરે,
થાય તે કરજો તમે,
પ્રધાન્યજી.

**પ્રધાન્યજી**—અરે બાલકા માહારી વાત સાંભળ—જો હાવી હઠ લેવામાં કાંઈ ફાયદો કાઢનાર નથી માટે એ સઘળુ છોડી દો નીકર રાજાજીનો સ્વભાવ ઘણોજ ખરાબ છે. પોતે શું કરશે તે હું કહી શકતો નથી. આ માહારી છેલી શીખામણ છે, જો માનવી હોય તો માનજો, નહીંતો એમાંથી કાંઇ વીપરીત પરીણામ નીકળશે તે જોશો;

**પ્રલાદ**—વિપરીત!!તે તમે શું કરનાર છો,? અરે આ શું. આવા દુષ્ટ રાજા અને પ્રધાન્યના કૃત્ય સામું મારો ભગવાન જોયા વીના રેહેશે શું! નહીં કદીજ નહીં. (પછી પ્રધાન્યના સામું જોઈને)અરે નાદાનો કેમ તમે તમારી પોતાની મેળે મર્ણ રૂપી કાળની જાળમાં ફસાવા માગો છો ! ! અફસોસ!!!

**પ્રધાન્ય**—(મનમાં વિચાર કરે છે કે આખરે નાદાન છોકરૂ છે, માટે આવા ચઢેલા બોલ બોલે છે, તથાપી શીખામણ દઉં ) એમ કરીને કે છે, અરે નાદાન, તાહારે નાહાને મોઢે, આવા મોટા બોલ બોલવા છાજતા નથી, માટે અઘટીત, બોલવું નહીં જોઇએ.



ઉપલી રાહ.

**પ્રલાદ**—

ભલે મુરબ્બિછો તમે,ને,
રાજાજી અમારા;

ભજે હરિ કરો દૂર;
રાજ્ય પારતમારા—ભલે મુરબ્બિ.
કોણુ દેશનો લે ન્યાય
તમે રાજ્ય ચલાવો;
કીયા કોઠામાં ભરીછે;
તમારી— કળાઓ;—ભલે મુરબ્બિ.
ફિકર નકરો મને;
પિતા ચાહે તે કરે;
તથાપિ શ્રી હરિ;
આ, મુખેથી જપું ખરે—ભલે મુરબ્બિ.

માફ કરજો પ્રધાન્યજી હવે મહારાથી સહન થતું નથી માટે આટલું આપની આગળ બોલવું પડયું છે એમ કહી પગે લાગે છે.

પ્રધાન્ય પછી દુતને બોલાવે છે દુત હાજર થાય છે,

**પ્રધાન્ય—**

કૃપાનાથ આવ્યો દુત, શું ફરમાન કરો છો;
કાં બેઠા છો ઉદાસ, ફિકર શાને કરો છો;
આપોજી આપ આજ્ઞા, તે મુજબ કિજીએ;
ઉદાશિ છોડિ દૂતને, કંઈ હુકમ દીજીએ;
કૃપાનાથ.



## દોહરા-ગઝલ.

રાજા—

અરે દૂત હું કહુ તને;
તુજ ઉરમાં ધરજે વાત;
પર્વત પર એ બાલ મુકીને;
પછી મારજે લાત;
પર્વત પરથી પડશે;
વળતી જાશે એના પ્રાણ;
મરી જશે પર્વત પરથી;
પછડાઇને નિર્વાણ;
પકડો કાંઠુ દુષ્ટનું;
હું કહું છું નિર્ધાર;
ઉંચકીને લઈ જજો;
અઘોર વન મોઝાર;

પડદો પડે છે.

# प्रवेश त्रीजो.

સ્થળ | અઘોર વન પાસેનો પર્વત
પાત્ર—દુતો તથા પ્રલાદ,



પ્રલાદજીને દુતો—એક અઘોર વનમાં લાવીને પર્વત પાસે મુ

કે છે, પ્રલાદ મનથી શ્રી હરી શ્રી હરી જપ્યા કરે છે,

( દુતો માંહે માંહે વાતો કરે છે )

અરે અફ્સોસ આવું સુંદર નાંનું બાળક. જે રાતે વધે તે ટલુ દાહાડેના વધે અને દાહાડે વધે તેટલું રાતે ન વધે એવું જે કોમળ અને ચંદ્રમાના જેવી શીતળ કાંતી વાળું—દુસ્મન ને પણ પ્રીય લાગે તેવું બાલક—એને તે રાજાજીએ પર્વત ઉપર મુકી લાત મારી—નીચે ગબડાવી પાડવાની આજ્ઞા આપી છે, એ ઘણુંજ અઘટીત કામ કીધું છે, ઓ મારા જીગર,!!! માહારીતો અક્કલજ કહયું કરતી નથી—અરે એનેતો માત્ર જંગલમાં સારી વિશ્રામ લાયક કોઈ જગો હોય તેવામાં મુકવો એ ઠીક છે. અરે રામ, મને કાંઈજ ફરજંદ નથી, અમણાં હું ઘેર લઈ જાઉ, અને એ છોકરાના બાલે બીછાના કરૂ, પણ મુર્ખ રાજા જાણેતો મારા શુ હાલ થાય!! તે કહેવાયજ નહીં, કારણ પોતાના પેટના ફરજન્દને જ્યારે આટલી બધીસખત સીજા, તો આપણુતો શુ થાય તે ભગવાન જાણે!!!

અરે મન!!! પણ એને મારીતો નાંખવો નહીં, છતાં લાચાર, રાજા ખરાબ છે, માટે દયાનો વિચાર પાછો ખેંચી લેવો ઘણોજ સારો રસ્તો છે, એમ વિચાર કરી અફ્સોસીમાં બોલે છે.



પદ

બાળકતો છે નાંનુરે તેને મુકી કેમ દઉં,
રાજા મને પુછેરે ત્યારે, તેને શું રે કહું;
ટેક.

મારે પેટ નથી છૈયાં છોકર,
લઇ જાઉ અમણાં ઘેર;
જાણેજો પેલો દુષ્ટ તો સાચે;
વરતાવે બહુ કેર;
વેર થાએ બુરૂંરે, ફોડિનાંખે મા'રૂ ભલુ;
બાળકતો છે.

નાં ચાલે મા'રો જીવ ફૂંગોટતા;
નહિ ચાલે મતિ કરૂં કેમ;
સૌથી સારો રસ્તો એ છે;
કરવું રાજાએ કહ્યું તેમ;
વ્હેમ નહીં ધરવોરે, મનસુખો પાછો ખેંચી લઉં
બાળકતો છે.

એમ કહી અરે જીવ ચાલતો નથી, રાજાના હુકમ આગળ આપણું કાંઈજ ચાલતુ નથી, એમ કહી છોકરાને ફૂંગોટી દે છે. અને દુત કંપારો ખાય છે. પછી ઘર તરફ વળે છે.

પડદો પડે છે,



# પ્રવેશ ચોથો.

**સ્થળ**

**પર્વતની પાછળની તળેટી,**

**પાત્ર**

પ્રલાદ—સતિ પૃથ્વી માતા—કામ દુધાગાય—મેઘરાજા,

પછી જેવુ બાળને નાંખી દીધુ તેવખતે તેબાળને પડતુ જોઈ ક્ષમા, ક્ષમા એમ બોલીને એક દમ ધરતી માતાએ આવી ખોળો ધરી ઝીલી લીધુ, તે બાલ એ માતાને જોઈને નાંચવા મંડયું, ભજન કરવા લાગ્યું, સતિ માતાએ પોતાના ખોળામાં બાલને સુવાડી પંપાળવા લાગ્યા, એટલામાં બાલ નિંદ્રાવશ થ ઇ ગયુ, એટલે બાઈ ચાલતા થયાં,

પછી મેઘરાજા આવીને તેને નહવડાવીગયા એટલે બાલ જા ગી ઉઠયુ. મ:હીને દીલ લુછયુ, બીજુ વસ્ત્ર હતુ તે પહેર્યું. એ ટલે કામ દુધા ગાય આવીએ બાળકને ધવડાવી ગઇ તેથી બાળકને આનંદ થયો, અને પ્રભુની સ્તુતી કરવા લાગ્યું એ મે હરી હરી ઉચાર કરવા તથા નાચવા લાગ્યું,



# ભાગ ૪ થો.

## પ્રવેશપહેલ

### સ્થળ

### રાજ્ય મેહેલનુ જનાન ખાનુ.

પાત્ર

રાણી તથા સખી.

**રાણી**—સખી હ્રદય જો ખુલ્લુ કરીને બતાવાતુહોતતો તને હુ બતાવત, પણ અફસોસ, અરે ખરેજ મને કાંઇ ચેન પડતુ નથી. અરે મને આવો સારો પુત્ર પ્રભુએ આપ્યો ત્યારે તેના પિતાજી, ખરે ખર એ બાલકના દુશ્મન થઇને પાછળ પડયા છે. બેહેન માહારાથી આ દુ:ખ સહન નથી થતુ, કારણ, જો પુત્રે હુ વાંઝણી કહેવાઇશ, ઓ પ્રભુ—એમ કરી ગળગળિત થઇ જાય છે,

**[ અરે દુ:ખ શુ કહુ મહારૂરે સુણી દીલ દુખશે તમારૂરે।**

**એ રાહ.**

અરે ઓ દૈવે કીધો કેર;

કીયા ભવના રે વળે છે વેર; ટેક
પુત્ર મ્હારાને, મારવાને;
લઇ ગયા તો ખેર;
દુત એને,નહી મારે એવી,
કેવી કરવી પેર;
અરે ઓ દૈવે,
આ કરતાં મરવુ બહુ સારૂં;
કોઈ કરો, મુને ઠેર;
થાયમરૂંમન,વિશખાઈએની:
મુખ દેખાડુ શીપેર;
અરે ઓદૈવે
નયતણા, લોકોએ જાણ્યું;
વર્ત્યો છે કાળો કેર;
આગળથીઆવુંચેનિહનેતો;
દેત વાસામાં ઝેર;
અરે ઓ દૈવ,

**સખી**—પ્યારી બેન છાનાં રહો ! રાજાના હુકમ આગળ આપણાથી કાંઇજ બોલાતુ નથી, જાણીએ છીએ કે, આના કરતાં પુત્ર નહી આવ્યો હોત તો ઘણુજ સારૂ, પણ અરે આવ્યો ! ! અને તે પણ વગર મોત્તે જીવ આત્મા કાઢે. (એમ કહી કંપારી ખાય છે.) એ ઘણુજ જુલમ ભરેલુ છે,—અરે

આ કેમ વેઠાય, ઓ ખેદ! ખેદ!! ખેદ!!! ઓ મારા જીગર જ્યારે તું જ મને આમ સતાવે છે, તો પછી માહારી સખી ના મનમાં કેમ નલાગે? પણ હાલ કાળજુ કઠણ રાખી મારે એને શીખામણ દેવી જોઈએ,

---

## લાવણી.

ઓ મા'રી સાંભળરે પ્યારી, વાત કહું તુજને સાચી:
હાય!!હું જાણુછું જે રાજા, પ્રહ્લાદને નાંખે મારી; ટેક
પણ શું કરિયે, કહોની બેની ઉપાય શું છે કરવાનો;
લખ્યો હશે જે લેખ છઠ્ઠીનો, નથી કોઇથી ફરવાનો:
ઓ મારી.

પીતાને નિમિત્યે પુત્રનું, મોતહશે થાવાનુંરે,
નહિં લખ્યું હયમોતબાળ, કદિનથિમરિજાવાનુંરે
ઓ મારી.

માટેછાની રહે મુજપ્યારી,લે પાણી પીજા તુંજરી,
હશે લેખજે લખિયાંમિથ્યા,થાવાના નહીંફરિફરી,
ઓ મારી.

સખી—લ્યો હવે હું જાઉં છું રાણી બારણાસુધી વળાવવા

જાય છે. વળાતી આવીને નિરાશ થઈ અફસોસીમાં બેઠીછે. અને અરે પ્રભુ, લાજ તાહારે હાથછે એમ કહે છે.



# પ્રવેશ ૨ જો.



સ્થળ.

રાજાનો મેહેલ.

પાત્ર

દુત – રાજા

દુતો—કૃપાનાથ આપની આજ્ઞા પ્રમાણે પ્રહ્લાદને પર્વત ઉપર લઈને ધક્કો મારી ગબડાવી દીધો છે.

રાજા—ઘણુંજ સારૂં કીધું, વારૂ હું તમને બીજુ એમ પુછું છું કે,

(એક સુઓસે નીકલા તારા મુજે છોડ ચલા બનજારા.)

કયાં આગળ! પુત્રને રાખ્યો,
પછિ કયાંરે આગળથિ નાંખ્યો,
પછીકયાં ટેક.

ચાલો બતાવો મુજને આ વાર,
જોવા આવું છું વંનમોઝાર,
કયાંઆગળ

મારે નક્કી જોવાને જાવું,
હોય ત્યાં તો બોલાવિ લાવું,
કયાંઆગળ

મારૂં નક્કિ એ મંન થાય,
દુત સાથે જવું વંન માંય,
કયાંઆગળ.

**પડદો પડે છે.**

**વંનમાં આવ્યા,**



# प्रवेश २ जो.

સ્થળ.

વન.

પાત્ર.

રાજા – દુત.

એજ રાહ.

દુત—

હું કહુછુ જુઓ રાજન,
ચાલો સાથે (જૈએ) જ્યાંછે તંન, ચાલો ટેક
મને લાગે છે વાગ્યું રે હશી,
સો વસાતો પ્રાણ ગયા હશી,
હું કહુછું.

રાજા—

અરે થોભથોભ જરા, દુતભાઈ,
સાથે તારિ હું, આવિશ તાહિ, સાથે

બહુ દૂર તો આવિ ગયા,
કેટલા કોસ બાકી રે રહ્યા,
અરે

માટે કહે ભાઈ કેટલું દૂર,
કહું ગાંત ખરૂં ભરપૂર,
શું કરિયે આ જંગલ માંહિ,
રાત વાસો રે'વાએરે નાંહિં,
અરે

આવે વાઘ વરૂ કદિ જ્યારે,
(તે)કરે ભક્ષણ તાં'રૂં ત્યારે;
મા'રે તો કંઈ ફિકર છે નહીં,
મારૂં મોત કદાપિ થશે નહિં;
અરે

દુત—

તમે આરાંમ લ્યો રાજંન,
જોઈ આવુંછું, ક્યાં, છેરે તંન; જોઇ
કુવિ એનિ દિસેરે, અવસ્થા,
કુશળ હોય તો, સૂજેરે રસ્તા;
તમે

રાજા—

હું તો બેસુંછું હવેરે આહિં,

તું જોઈ આવજે, જૈનેરે ત્યાંહી;
જો કેવા ત્યાંના સમાચાર,
શું હાલતમાં છેરે બાળ;
હું કહુછું.



# પ્રવેશ ૪ થો



સ્થળ.

પર્વત વાળુ વંન.

પાત્ર.

રાજાનો કુંવર પ્રલાદ, તથા, દુત,

જોઉં જૈને પર્વત પરથી દુર,
દેખું રમતું બાળક ભરપૂર;
હરતું રમતું નાચતું રે ગાય,
ચૈચૈ કારનો નાદ સુણાય;
ચાલ જૈને રાજાજીને કહું,
જે બાળક રમતું રે રહ્યું;



# प्रवेश पांचमो-

## સ્થળ.

### રાજા બેઠો છે તે વન.

પાત્ર.

રાજા, દુત, પ્રલાદ કુંવર.

દુત—

મેં તો દીઠું રાજાજી એ બાળ,
એનિ કોણ કરે સંભાળ?
નહિં જળને, સુભ્રડ અંગ વિશે,
નહિં અંનને' ખાધેલું રે દિસે મેં તો;

(જોગી અસાવરી ચેતચેતરે મનતુસવેરા.) એ રાહ.

રાજા—

ચાલો, આપણે, જોવારે જૈએ,
જો આવે તો વળિ સાથેરે લૈ એચાલો; ટેક.
ઘેર લૈ એને આપિશું શિખ,
આવી સિક્ષા, થકિ લાગશે બિક;
ચાલો.

એમ વાતો કરતાં કરતાં પ્રહ્લાદ પાસે આવી પહોંચ્યા અને આમ તેમ ડોકયાં કરે છે.

જૈને જુવે જ્યાં ના'નેરૂં બાળ,
મુખ દિઠું પ્રેહ્લાદનુ લાલ; જૈને.
જોયું મેં તો બા–ળકની ભણી રે,
પુત્રે છબિદિઠી પિતાજી તણી રે; જૈને.
કહો નિ કેમ આ પ્રાણજીવંન,
શું કહેછે તમારૂં રે મંન; જૈને
ઘર આવવું છે, કે કહો નાહી?
શું! ધારો આપ, રહેવુ જ આહીં, જૈને?

પ્રહ્લાદ—(પગે પડ્યા પીતાને નમસ્કાર કરીને ક'છે દયામણું મુખ કરીને.)

એજ રાહ.

જેવિ મરજી, તમારી મા'રાજ,
તમે સમર્થ, દિસો ભૂમિરાજ;
જેવિ.
તમ સરખું કો, બળિયું રે નથી,
પછિ જાદે શું કરવિ રે કથિ;
જેવિ.
જેમ ફાવે તેમ પિતાજી કરજો,
કરતાં પેહેલાંરે પ્રભુથીજ ડરજો;
જેવિ.

એ છે સરવનો રક્ષણ હાર,
એના પર સૌનોરે આધાર;
જોવિ.

રાજા—

(દુતને કહે છે.)

ચાલો ખેંચી લંએ,એ બાળ,
જરિ દોરડું ભાઈ; હાથમાં ઝાલ;
ચાલો.

ઝાલિ દોરડું, ઉપર આવે,
હરિ બિડલું, તો મુખથિરે ચાવે;
ચાલો.

હજુ મુકિ નહિં શું બૂરી ટેવ,?
તું તો સાંભળ,રે- તતખેવ;
ચાલો.

ઓ, મુજ પુત્રજી, પ્રાણજીવંન,
જરા સાંભળો- નિ,રેમા'રા તંન;
ચાલો.

હવે મેહેલોજી તમારો રે ટેક,
મ'હારે પેટ છોજી એકનારે એક;
ચાલો.

સભ્યતાથી વર્તો મ'હારાજ,
હઠ છોડો તો હું આપું રેરાજ્ય;
ચાલો.

લાવ લસ્કર. સાથેજ ફરવું;
ખાવું પિવું. ને જોયાંજ કરવું.

આસો.

નથિ દેવુ કોઇ'ની, આજ;
થાય સામુંકો લડવાને કાજ;

**પ્રલાદ—**

નથિ જોઇતું મા'રે એ રાજ્ય;
એથિ સરશે શું મા'રૂં કાજ?;

નથિ.

દિસે અસત્ય આરે સંસાર;
જૂઠો લાગ્યોછે,રેધર જંજાળ;

નથિ.

એવી જૂઠી, આશા તજીએ,
હરિ'બાળ,પણામાંહિભજીએ;

નથિ.

તેથિ થાય સરવનું કલ્યાણ;
દેશે ચુંકવીને ફેરાનું દાણ;

**રાજા—**બાળક છે, માટે એને આપણે ઘેર લઈ લ્યો સમજાવીશું, એમ કરી ઘર આવે છે,

પડદો પડે છે.



# પ્રવેશ છઠો.



સ્થળ

રાજ્ય મેહેલ.

પાત્ર

રાણી—દાસી—સખી—રાજા—પ્રલાદ—દુત.

રાણી—સખી મારાથી આ દુઃખ સહન થતું નથી, અરે પ્રભુ!!! શું? સ્વામિનાથ!!! તમે આખરે આમજ કીધું! મારા પ્રેલાદને જંગલમાં મુકવા ગયા!અરે શું જંગલનિજ ગુફા તે, એ મારા પુત્રની જનેતા થઇ, અને શું હું ખોટી!! (એમ કરી અથડીયું ખાઈ નીચે પડે છે.) તેવાંજ-સખી તથા દાસી જઇને ઝાલી લે છે, ખોળામાં સખી રાણીનું માથું મુકે છે.

સખી—દાસી, જાતો બેન જરા પાણી જામમાં લાવ.

દાસી—હાજી લાવુ છું-એમ કરી ઉતાવળથી દાસી પાણી લાવે છે તથા મુખ સોપારી, પાન, વીગરે સાકીત્ય

લાવી બીડી બનાવે છે, પાણી લઇને સખી આંખે ફેરવે છે, એટલે જરા રાણિ હુશીયાર થાયછે,તેને દાસી પાન વાગરે આપે છે, પાન હાથમાં લઇ

**રાણી**—અરે બળ્યાં એપાંન સોપારી, તવંગર લોકોના પાન સોપારી કરતાં ગરીબોનો સુકો રોટલો અને છાશ તે ઘણુંાંજ સારાં

(એમ કરી પાન સામું જુએ છે ને ખાવાને) મન કહ્યું માનતુ નથી. એવું બોલી છેડે બાંધે છે, એટલામાં મેહેલમાં કોઇ ધાંટા પાડતુ સંભળાયું. તે એવા અવાજે કે (શાવાસ્તે તારી હઠ તુ છોડતો નથી? તારા મનથી તું શું સમજે છે. એમ નકી સમજ કે હવે તારો કાળ ઘણોજ નજદીક આવ્યો છે.)

એટલામાં રાજા, પુત્રને લઇને રાણીની આગળ, દુત સાથે તેને દોરડે બાંધેલો આણે છે. પુત્રનું મુખ ઘણુજ ઉદાશ થએલું જોઈ, તેની મા એના સામું ધસી આવીને પુત્રને પોતાના ખોળામાં બેસાડયો—અને રડતી રડતી કહે છે.

(રાગ સીતાજીનો.)

તું સાંભળ મારા તંન,
કહુ છું તુજને;

મારે પેટ નહીં ફરજંદ,
એક છે મુજને;
તું સાંભળ.
અરે હાય, હઠીલો રાય,
તને એ મારશે;
હું ડૂબિ ગઇ દુ:ખ માંય,
ક્યારે તું ઠારશે;
તું સાંભળ;
હું તો છાંરે બળેલી, હાય,
પિએરના દુ:ખથી;
બીજો દુ:ખ સાગર કે'વાય કાંહો દિસતો નથી
તું સાંભળ;
ઓ લાડકવાયા તંન,
મૂક જીદ તાહેરી;
હું કહુ તેમ કરનિ તું આજ,
લાજરહે, માહેરી;
તુ સાંભળ.
માત ભુમી દેજો માગ,
સતિતમે જાગતાં;
પડયાં દુખડાં દૈવ અથાગ,
બાણુબડુ વાગતાં;
તુ સાંભળ.

અરે ઓ મા'રા પ્રલાદ,
કહ્યું તું માનરે;
હું ઝુરી મરૂં દુઃખમાં,
ગયું મુજ ભાનરે;

તુ સાંભળ.

આટલું બધું રાણીનું આક્રંદ જોઈ જરા રાજાના મન માં ખોટું લાગ્યું તેથી રાણીને રાજા કહે છે.

**રાજા**—રાણીજી?

**રાણી**—(દુસકા ખાતી ખાતી) સ્વામીનાથ, આજ્ઞા.

**રાજા**—જુઓ આપણો પ્રેલાદ કાંઇજ સમજતો નથી, જો જરા તમે છાના રહો તો, હું તમને કહું (રાણી છાની રહેછે.) એ સમજતો નથી કે માહારા પોતાના કાકાનેજ, લુચ્ચા દેવ, તથા બ્રાહ્મણો, રૂષીઓ, ઈત્યાદીક એ સર્વ લોકોએ બહુજ દુઃખ દઇ મારી નાંખ્યો છે, અને પાછા, માર્યા પછી, (રાજા પ્રેલાદને પણ કહે છે-) સાંભળ પ્રલાદ, માર્યા પછી તે સઘળા ઓ ખુશી થયા. અને તે બાબતના સમાચાર મને નારદજી એ કહ્યા, તેથી મેં એવો નીશ્ચય કીધો છે કે, આપણા રાજ્યમાં કોઇએ પણ દેવ, દેવી, ગૌ, બ્રાહ્મણ, વિગેરેનો સતકાર કરવો નહીં, આવી મહારી નગ્રમાં આણ ફ્રેરેલી છે માટે તે આણનો જયારે તુંજ આડો થઇને અનાદર કરે, તો પછી

પ્રજા કોઈ માનશે નહીં, માટે એ બધું છોડી દઈને, અમારા કહયા મુજબ ચાલ. અને રાણીજી તમે સમજુ છો માટે તમારા પુત્રને સમજ આપવી એ તમારો મુખ્ય ધર્મ છે, માટે એ પ્રમાણે તમે પણ એને સમજ આપો.

**રાણી**—પુત્રજી! તમને રાજાજીએ જે વતાંત કહ્યો તે સાંભળ્યો.?એનો અર્થાર્થ તમે સમજ્યા.!!

**પ્રહ્લાદ**—હા સમજ્યો,

**રાણી**---શું સમજ્યો?

**પ્રહ્લાદ**--કે હરીનું ભજન કરવું નહીં૦૦૦ એ,

**રાણી**--અરે મુર્ખ એમ નહીં, એમનું કહેવું એમ છે કે દેવ, બ્રાહ્મણો, વિગેરે સધળાઓએ એકત્ર થઈ તમારા કાકાનું મર્ણ થયું, એ ઘણુંજ સર્વોતમ કાર્ય થયું છે, એમ સમજી ઓછવ કીધો છે એ બાબતથી રાજાજીને ઘણોજ ક્રોધ ચડયો છે. તે ઉપરથી એમણે એવો નિશ્ચય કીધો છે કે જ્યારે-એ લોકો આપણાંજ મોતમાં ખુશી છે, તો આપણે શા વાસ્તે એમના ઉપર દયા લાવવી જોઈએ? તેથી આણ ફેરવી કે કોઈએ ભજન કીરતન કરવું નહીં, દેવ, બ્રાહ્મણોને કોઇએ પુંજવા નહીં, એવી આણ ફેરવી છે માટે સમજ્યો, હવે એમ ના કરતો હોં ભાઇ.!!!

**પ્રહ્લાદ**--અરે એ બધું ખરૂં, પણ મારા કાકાનું મોત થયું તે કંઈ તેમણે કીધું નથી, જો કે હું જાણુતો નથી કે

કાકા કેમ મુઆ અને કોણે માર્યા, પણ એટલી વાત શાહાસ્ત્રથી સ્પષ્ટ જણાય છે કે તે તેની કર્ણીએ કરી મરવો જોઇએ, માટે એ બાબત સમજવી ઘણી મુસ્કીલ છે, તેતમારાથી નહી સમજાય, અને તે હુ તમારૂ માનવાનો નથી, ને હુ તો હરી ભજવાનો છુ.

કેરબો.

રાજા—

સાંભળ બાળા રાય,
મા'રૂં કે'વું, સાંભળ બાળા રાય, ટેક.
કહયું નહિ માંનોરીતે નહીંચાલો;
એતો કંઇ ઠીક નહીં થાય,
મારૂં કે'વું, સાંભળ;

જો પ્રલાદ તુ મુજશિખ માને;
તો તો મારૂં મંન ખુશ થાય;
મા'રૂં કે'વું સાંભળ;

નહીં કંઇ સાર કાઢો હઠ માંહી,
છોડિ દોજી એવિ, બુરિ કળાય,
મા'રૂં કે'વું સાંભળ;



## એજ રાગ.

પ્રલાદ—

વિનંતિ કરૂં કરજોડી, રાજા તને વિનતી કરૂ કરજોડી
છે મા'રિ ફરજ, આજ્ઞા પાળવી તમારી;
પણમાંગુવરદ હરિ ભજવાનું;
રાખો લાજ મા'રી-હુંતો વિનંતી,
હું પણ છું એક બાળ તમારો,
વરદ મુજને આપો,
મારૂં પણ બાળક જાણીને;
વેણના ઉથાપો,-હું તો વિનતિ,
જો પિતાજી વેણ પાળો તો;
હરકત છે નહિ કંઇ;
ના પાળો તો દુઃખ દેજો;
માથા કુટ પાછી રહી,—હુંતો વિનતિ
(જેમ) થાય તેમ કરજો પિતાજી
હુંતો હરિ ભજવાનો;
જોર જુલમથી ના કે' શો તો;
મા'રિ દેહ તજવાનો-હું તો વિનતિ,

રાજા— ( મનમાં ઘણોજ ગુસ્સો કરી ને. )
અરે આતો સઘળું ધુળ ઉપર લિપણુંજ થયું તો!!! એ મ કરી રાણીજી! રાણીજી!! કહી બુમો પાડે છે, એટલે

રાણી ભયભિત થઇ રાજા સામુ જુએ છે,

**રાજા**—અરે આ શું જુલમની વાત છે! આટલી બધી શીખામણ દેવા છતાં દુષ્ટ પ્રહ્લાદને મનથી, હું તો શુ રકમડુ માલમ પડુ છુ? અરે એના કરતાં આવુ બાળક તમારે પેટ નહીં જન્મ્યુ હોત તો ઘણુ સારૂ, કે દેખવુ નહીં અને દાઝવુ નહીં!!! રાણીજી આ કંઈજ સારૂ નથી, ખેર એ જો માહારૂ કહેવુ નથી માનતો ત્યારે એને સારૂ ઘણોજ નઠારો રસ્તો સોધી કાહાડવો પડશે, પર્વત પરથી નાંખી દીધો તે હુ-આટલુ દુઃખ દીધુ તે પણ હુ, છતાં એને લાજ નથી તો હવે કાંઇ સખત ઉપાય શોધી કાઢી-(ગુસ્સામાં.) એ છોકરાના પ્રાણ લઉ ત્યારેજ-હું ખરો.

**રાણી**—કૃપાસાગર, સ્વામી નાથ!!! વળી બાળક ઉપર તે આટલો બધો ક્રોધ તમારો હોય પણ ખરો! જુવોની, ઘેરે ઘેર છોકરાં છે, અને તેઓ આડા પણ થાય છે, પરંતુ આવો જુલમ તેમનાં ઉપર પોતાના માત પિતાના તરફથી થએલો બીલકુલ જોયો નથી, તથા સાંભળ્યો પણ નથી, વિચાર કરો—એનુ વય શું, એનુ ગજુ શું, અને તે પ્રમાણે એની સમજણ શું,? તમે એમ સમજો છો કે એ સમજી ને બોલે છે, પણ નાના, એતો બાલ હઠ કહેવાય, જ્યારે હઠે, હઠ, લડે, ત્યારે વિપરિત થાય. સ્વામીનાથ!!! તમે રાજા છો અને એ બાલક છે, એકલે તમારી રાજ્ય હઠ અને એની બાલ

હદ, આતો એ બંને હદો એકઠી થઈ, વાહ વાહ, કૃપાના
થ, ?!!એમ તમારે ના કરવુ જોઇએ!!! અને પોતિકા પેટના
ફરજન્દ ઉપરતો દયા લાવવી જોઈએ, ઇશ્વર પણ ત્રણ ગુ
ન્હા માફ કરે છે, તો પછી, આવા નાનાં બાળકના ઉપર જુ
લમ કરી જ્યારે તમેજ આવા ઉપાય સોધો, ત્યારે તો પહેલે
થીજ મારી નાંખવો હતો, આટલો પાંચ વર્ષનો થવા શુ કર
વા દીધો? ઘણીજ દલગીરીની વાત છે, સ્વામી નાથ, આપને
કહેવાને હુ લેશ માત્ર પણ પાત્ર નથી પણ મારા ફરજંદને
દુઃખમાંથી છોડાવા માટે માહારે કહેવુ પડે છે, માટે કૃપા કરિ.
માફ કરજો

**રાજા**—પ્રાણ પ્રીયા એ વાત તમારે હવે મહારા મોંઆગળ બો
લવીજ નહીં સમજોકે, એ માહારો પુત્ર નથી, પણ એતો માહારો
કાળ જનમ્યો હોય અગર હુ એનો કાળ હોઊં, એમ મહારા
મનને ઘણુજવીપરીત ભાસે છે,

**રાણી**—શુ વીપરીત ભાસે છે? જ્યારે તમે પીતાજી થઇ
ને આવા શબ્દ બોલો છો, તો એતો ન્હાનુ બાળ છે,
માટે એ સ્વામીનાથ ક્ષમા, કરો,

**રાજા**—(ચીડાઈને) ના રાણી!! નહીં; એવાત બનવાની
નથી. અને મેં તો એવો દૃઢ નિશ્ચય કીધો છે કે, એ છોકરા
ને, મોટા લોખન્ડનો એ "; ધગધગતો, લાલચોળ, સ્થંભ

તપાવીને, પછી તેનીસાથે બઝાડવો, પછી એનો પ્રભુ કેવો સાહય થાય છે!! તેજોઉછઉ,

રાણી—પ્રાણનાથ એમ ના બને, એ ઘટતુ નથી, પછી આપ મોટાં છો, એમ કરીપોતાના માંથા ઉપર હાથ મુકે છે, જરા વાર પછી પાછીતે રાજાજી ને હાથ જોડે છે, આ ને કહે છે, સ્વામીનાથ તમેહવે * * *

**રાજા**---પ્રીયા હવે તમે વધારે મહારી સાથે એ સબંધિ ભાશણ કરશો નહીંઅને જોતમે કરશો તો મીચ્યા સમજજો (એમ કહી એક બાજુ તરફ આમ તેમ જુએછે.) અરે કોઇ હાજર છે, ?

**દુત**— આજ્ઞા કૃપાનાથ!!!

**રાજા**—જાઓ, એકદમ તમે પ્રધાન્યજીનેબોલાવી લાવો,

**દુત**—તથાસ્તુ-કૃપાનાથ એમ કરી દુત પ્રધાન્યજીને ત્યાં જઇ બોલાવે છે, અને પ્રધાન્ય આવે છે.

**રાજા**—પ્રધાન્યજી આવો. પધારો- કેમ શું સમાચાર?

**પ્રધાન્ય**—આબાદાની, પ્રજા સઉ મઝામાં છે, કંઇ આજ્ઞા?

**રાજા**—

કાસદા લાદે ખબર કિશ્નકે ઘર આનેકી એરાહ.

અરે પ્રધાન્જી તમે સાંભળો,
કહું છું ચિરા;
તમે તે સાંભળી થાશો નહીં મનથી અધિરા,
જુઓ પ્રહલાદે, નહીં માન્યું, આપણું જરા;
એને હવે, આપિયે, શિક્ષા, ઘણિ ભારિ તો ખરા,
અરે પ્રધાન્યજી.
કરૂં આજ્ઞા હું તમોનેરે, સ્થંભ ધિકાવાની;
બઝાડો બાળને જોઉં, સાદ્ય કોની આવવાની,?
અરે પ્રધાન્યજી.
બડો ઢોંગિને હઠીલો, બરોબર દીસે છે,
એતો ધારે છે એનો પ્રભુ હ્રદય વિષે છે;
અરે પ્રધાન્યજી.
હવે જોઉં છું કેઇ પેરે, એતો બચવાનો છે,
બાઝતાં વારને એ, પ્રાણનો તજવાનો છે;
અરે પ્રધાન્યજી.
ચાલો તમે કરો તૈયારી, વિલંબ શું કરો,
ધિકાવિ સ્થંભ એ, પ્રહલાદને રજુ કરો;
અરે પ્રધાન્યજી.

**એજરાહ.**

**પ્રધાન્ય**—

રાજાજી આપ છો, પિતાજી એવું ના કાજે,

અરે એ બાળને, ના સ્થંભશું બઝા ડિઝે;
રાજાજી આપ છો,
જરા દરિઆફ્ કરો, આપતો સમર્થ છો;
અરે સ્થંભે બાઝાડો, કિધો છે અનર્થ શો,?
રાજાજી આપ છો.
અરે માહારાજ, છો શિરતાજ, કહું છું જરી;
પાળું આજ્ઞા તથાપિ, બાળ એ જાશે મરી,
રાજાજી આપ છો.
અરે રાજન કરો ક્ષમા, એ બાળ નહાનું છે;
ઉમ્મરે પાંચ વર્શનું, બુદ્ધિ વિનાનું છે,
રાજાજી આપ છો.

**રાજા**—

અરે બસ બસ હવે હું, કહું તે તમે સાંભળો,
લઈશ હું પ્રાણ ત્યારે, છુટશે મંન આંબળો;
અરે બસ બસ હવે,
કહો શા માટે એણે મહારિ, શિખ નહિં માનિતી,
નહારો છે સ્વભાવ (શું) ગોષ્ટ નહિ જાણિતી;
અરે બસ બસ હવે.
હતી ખબર છતાં, શા માટે એ નાદાન થયો;
શું ભુલી ગયો જે, હઠ, માટે વનમાં ગયો?
અરે બસ બસ હવે

માટે કંઈ છે નહીં ફીકર, જીકર જવા—દીજે,
(અરે) આજ્ઞા પ્રમાણે, સ્થંભની તૈયરી કિજે;
અરે બસ બસ હવે

**લલીત છંદની રાહ પ્રમાણે.**

રાણી—

નવજ માનશો, વાત આપણી;
કથન શું કરૂં, રાયના ભણી;
અરરહાય આ, બાળ ન્હાનરે;
સરવ જાય છે, હાય ભાનરે;
કરમ આવીયું, પુત્ર પાળિયો;
અરર પ્રાણુ એ આથિ ચાલિયો?
બહુ કઠ્ઠા દિસે, હાય રાયરે;
તુજ વિના અરે, પ્રાણુ જાયરે;
કયમ થશે ગતી, મહારિ તો હવે; !!!
કયમ ગમે મને, પુત્રને જવે;
અરર થઇ ગયો, કેર આજરે;
મરણુ દે વિભુ, જાય લાજરે;
અવરને તહીં, સુખ પામતી;
કરત મોજને, રહેત હામથી;
નવ ખમાય આ, છોડવો બળે;
હૃદય કંપે છે, ના, કળો વળે;

કયમ કરૂં હવે, ક્યાં જવાયરે;
દરદ પુત્ર ઘા !!! ક્યાં સમાયરે;
કહિં જઈ ઠરૂં, પ્રાણ ટળવળે;
હત જો, વાંઝણી, તો ખરે ભલે;



## ભાગ પાંચમો.

# प्रवेश पहेलो



### સ્થળ

### રાજ્ય મહેલ

### પાત્ર

દુતો—રાજા--પ્રધાન્ય--પ્રલાદ--રાણી—શ્રીનરસીંહજીપ્રભુ—

(લાગી છે લગન તુંમસે છોડા કોન સકેગા)

### ગઝલ. બેહાગમાં

પ્રધાન્યજી—

કિધો, છે સ્થંભ, તઇયાર, હું,
કહું છું આપને.
લઈ જાઉં ત્યારે બાળને?
તપેલા, સ્થંભ, કને,
કીધો છે,
ચાલો, પધારો, આપ ત્યાં,

કહોતો, બઝાડું બાળ;
કરવો છે, જુઓ દુરથી,
આનાથી, જાદે લાલ;?
કીધો છે,
છે, આટલોજ, બસ થયો;
લે આગ્ના, દિજીયે,
જો હોય કરવો લાલ;
જાદે તાપ કીજીયે,
કીધો છે,

રાજા—
(દુરથિ જોઈને કેછે હા ઠીક લાલચોળ થયો છે.)

## એજ રાહ

હવે બસ, થયો છે લાલ;
લ્યો બોલાવી, બાળને,
બઝાડો એની સાથ;
પેલા મારા કાળને,
હવે બસ થયો,
અરે જન્મ લૈ, દુખિ થયો,
કીધો દુખી, અરે;

લખ્યું હશે, લલાટ, તે,
થયા કરે, ખરે,
હવે બસ થયો,
(રાજા દુતને બોલાવીને આજ્ઞા આપે છે.)

અરે! માહરા વાહાલા દુતો,

**દુતો**—રાજાધીરાજ.

**રાજા**—સાંભળો આ લુચ્ચો પ્રહલાદ મારે પેટે છોકરો થઈને જનમેલો છે, પણ તે મારો કટ્ટો દુશ્મન છે, એને ઘણીક વખત શીખામણ તથા સખત નશીયતો આપ્યાં છતાં એ દુષ્ટના મનમાં, મહારા કહેવાની બીલકુલ અસર થઇ નહી. તેમજ આપણા પ્રધાનજીએ પણ, એ મુર્ખને ઘણીક શીખામણ દીધી, પરંતુ તે એણે બીલકુલ ગણકારી નહીં. વળી એણે પોતાની જનેતા જે કહેવાય, તેની શીખામણ પણ કાન પર લીધી નહીં;તેના રૂદન, કે જે સાંભળતા ગમે તેવો કઠણ છાતી વાળો મરદ હોય, તેની પણ આંખ્યોમાંથી અશ્રુપાત થયા વિના રેહે નહીં. એવા વિલાપ સાથે, તેની માતુશ્રીએ, આક્રંદ કીધું, છતાં, તેની પણ એનાં મનપર, બીલકુલ અસર થઈ નહીં. તો, હું ધારૂં છું કે એ મૂર્ખ, માત્ર આપણા હૃદયને, શેકવાને માટે, આપણા ઘરને વિશે અવતર્યો હશે; ખેર-તે બાબત બહુ જોવા જેવી નથી કારણ-કો

ઈ તેવા કઠણ પુરૂશો હોય તેમને એની રૂદંન વીગેરે કલ્પાં તોથી પણ બીલકુલ લાગણી લાગતી નથી હોતી, તેમ, એમજ સમજો કે, એને પણ તેવીજ રીતે અસર થઈ નહીં. પરંતુ શાહાસ્ત્રમાં કહ્યું છે કે. પુત્રએ પોતાના માબાપની આજ્ઞા પાળવી જોઇએ; તે છતાં–અમારી આજ્ઞાનો એણે જાણી બુજી ને અનાદર કીધો છે માટે, એ ઘણીજ, ક્રુર શિક્ષાને પાત્ર થ યલો છે-માટે તમોને હુકમ કરૂં છું કે. એ દુષ્ટને મારા મોં, આગળથી ખસેડો, અને કોઇ પણ જાતનો વીલંબ કીધા વગર, આ ધગ ધગતા સ્થંભ સાથે બઝાડો!!

**દુતો**—ઓ મારા રાજાજી માહારાજ, આપનો હુકમ માથે ચડાવીએ છીએ-પણ. ઘણાં દીલગીર છીએકે આટલા નાના બાળને આંમ કરવુ ઘટતુંનથી-

**રાજા**—બસ બસ (ચીઢાઇને) દીલગીર થવાનું કાંઇજ કાર ણ નથી-તમે મારા હુકમ પ્રમાણે એક દંમ તમારૂં કામ ક રો-અગર તમો તેમ કરવામાં ચૂકશોતો સમજો કે તમોને હું શું કરીશ તે કહી શકતો નથી.

**દુતો**—માંહોમાંહે વાતો કરે છે-ભલા આપણેતો ચીઠીના ચાકર-ચાલો ભાઈ ચાલો. કાંઈ છુટકો નથી-પેલા બાળને લઈ લ્યો એટલે એમ કરી બાળકને સ્થંભ આગળ લઇ જાય છે.

અને દુતો—કેછે—ચાલો હવે આ બધું મોત હાથે કરીને મા યે માંગી લીધું છે તો તાહારા હરીનુ આ વેળા સ્મરણ તું ક રીસે કે તને તેસાહય થાય..

પ્રલાદ—કેમ ભાઈ ?..

દુત—રાજાએ અમને હુકમ આપ્યો છે અને કહયું છે મ હારા પુત્ર પ્રેલ્હાદે અમારી શીખામણ માની નહીં માટે પેલો ધગધગતો અંગારા જેવો લાલચોળ સ્થંભ તપાવ્યો છે તેની સાથે એને બજાડી દયો, તેટલા માટે--સમજયો?

પ્રલાદ- — નીશ્વાસ નાખી -ઓ મારા પ્રભુ ??? આ વેળા તું સાહય થજે એમ કહી આંખમા આશ્રુ પાત લાવે છે. અને દુતો બેઉ હાથ ઝાલી સ્થંભ પાસે લઇ જા ય છે એટલે રડી પડી ઉંચી નજરે- કહે છે.

## રાગ રામગ્રિ.

વિઠ્ઠલ મહારી, શી વળે?;
આરજી ઉર ધાર;
આશ અતિશય તાહેરી;
આવી ચઢજે, મુજ વા'ર;
વિઠ્ઠલ માહારી-
(તેં)નથી દિધાં હજુ દુઃખડાં;
ઉગાર્યો વંન માંય;

બાપ બાળવે છે, બાળકું,!!
હાય થાજે સહાય;
વિઠ્ઠલ માહારી-

શું રે કિધાં હશે, ઓ પ્રભુ,
મેં કેવાંરે પાપ;!
દુષ્ટ દમે છે રાજીઓ,
માહારો વૈરી બાપ;
વિઠ્ઠલ માહારી-

કેઇ પેરે બાઝું સ્થંભને,
ધગ ધગતો રે લાલ;
દૂર હજુ છરૂં આટલે,
તોયે લાગે છે ઝાળ;
વિઠ્ઠલ માહારી-

ક્યાંરે ગયાં, માહારા, બાજનિયા,!
જા જૈ કહે ખડ્ગતાળ;
પ્રભુ તમે કયમ, ભૂલી જાઓ છો‚
આવ્યો ભગતનો કાળ
વિઠ્ઠલ માહારી-

અરરર હું, હવે શું કરૂં!!!
હાય હૈયારે ફાટ;

વેર વહ્યાં કિયાં જન્મનાં !
બાપે વાલ્યો રે ડાટ

વિઠ્ઠલ માહારી-

**દુતો**—ચાલ ભાઈ ચાલ. હવે બાઝતો હોયતો બાઝ-જોવું એતો બધું ૦ ૦ ૦

એમ કહ્યું એટલે બાળક-વિચાર કરે છે. અને સ્થંભ સાંમુ જોતો જાય છે. અને નીસાસો નાંખે છે, **પ્રલાદ**-હે ભક્ત વત્સલ ભગવાન, અનાથનાનાથ, અંતર્યામિ તહારી અકળતિ કળાને કોઈ પહોંચી શકતું નથી, અરે મનેતો ખાત્રી છે કે હું તને જેમ ક્ષણ પણ વિસરતો નથી તેમતું પણુ મહને વિસરતો નહીજ હોય. આવા સંકટ સમયે તહારા વિના મને બીજો કોણ સાહ્ય થનાર છે ? અરે તુંજ, મહારો તો બીજો કાંઇ ઉપાય નથી દોરી તહારે હાથ છે-એ દોરી તું સર્વ શકિતવાન ઈશ્વર શિવાય કોઇ પણુ ઝાલનાર નથી માટે સેજે઼ઓ પ્રભુ એમ કરી બાઝવા જાય છે, ને બીહુછે. એટલે એની નજરે કીડીની હાર પડે છે. એટલે મનમાં કહે છે. (અરે આ શું કિડીયો આવા તપેલા ધગધગતા લાલ ચોળ સ્થંભ ઉપર કેવી ! માન નમાન પણુ કંઇ ફીકર નથી) એમ કરી બાઝવા જાય છે. એટલે સ્થંભ તડાક લઈને ફાટી જાય છે, અને શ્રી નરસિંહરૂપ નીકળે છે, તે જોઈ બાળક, બીહે છે, પ્રભુ તેને માથે હાથ ફેરવે છે, નરસિંહને જોઇ હીરણ્યાક

શિપુ વીકાળ ચીસો પાડે છે.નાશ મારા બાપ એમ કહી દોડી જાય છે. નરસિંહ તેની પુઠે જઇને પકડે છે, અને કહે છે કે હું તને મારી નાંખીશ.

**હીરણ્ય**—માહારાજ, આપ માફ કરો, હું વિનંતી કરૂં તે સાંભળો. મેં તપશ્ચર્યા કરી વરદ માગી લીધું છે. કે, મારૂં મર્ણ થાય નહીં.

**પ્રભુ**—કેવી રીતે ? ત્યારે.

## કેરબો.

તાહરૂ મર્ણ શાથિ રાજા,?
તું કહે મુજને નિરધાર.
તું કહે મુજને નિરધાર તાહરૂં-
કહે લાકડ કે લોહું,
રાજા કહે રાત કે દીસ,
કોઈ પણ પેરે નિશ્ચે રાજા,
હું તુજનેજ હણીશ;
તાહરૂં મર્ણ

**રાજા**-મારૂં મોત નહીં કશાથી,
તમનેકહુ છું મારા ઇશ,
તમને કહું છું માહારા ઈશ. મારૂં.
નહીંલાકડ નહીં લોહું વિશું,

નહિં રાત નહિં દીસ,
મ્હારૂ તેથી મર્ણ છેજ નહિ,
સાંભળજો જગદીશ,
મા'રૂં મોત નહિ કશાથી,

પ્રભુ—તારા મર્ણ તણી મે,
સારી યુક્તિ શોધી જાણુ,
નખે વિંધિને મા'રૂ,
તુજને,સાંભળ તું નિરવાણુ;
તારૂ મર્ણ શાથી રાજા.

અરે દુષ્ટ રાક્ષસ રાજા. જો આ ઉમરો છે, એ ઘર પણ નથી તેમ ઘર બહાર પણ નથી. હું તને લાકડાથી મારતો નથી, તેમ શસ્ત્રથી મારતો નથી આ મારો અંગુઠા છે તે વતે ઉભો ચીરીને અમણા એકદમ તાહરો પ્રાણ લઉ છું એમ કરી અંગુઠાથી એને ચીરવાને તૈયારી કરે છે.

રાણી—ઘણીજ ઘાભરી પડીને કહે છે-ઓ પુત્ર પ્રહલાદજી પ્રભુ પાસેથી તાહારા પિતાજીને છોડાવ.

પદ

(જનુનિ જીવોરે ગોપિચંદની એ રાહ.)

પુત્ર, પિતાજીતમ છોડવો,
પ્યારા સુત કહું છુ આજજી,

સારૂં આ કંઇ દિસતું નથી,
જનેતાનું કરોનિ કાજજી;
પુત્ર પિતાજી-

હું તો વિચારે કરૂં વિનતી,
મહારા કેહેણ,તમેં માનોજી;
પ્રેમે પ્રભુ પાસે માંગીયે,
દહાજ માંડીની, જાણોજી;
પુત્ર પિતાજી-

ધન્યતું મુજઘર જનમિયો,
ધન્ય ભાગ્ય મા'રા, આજજી;
વાત કહુંસુત, ઉર રાખજે,
ડુબે દરીયામાં, ઝાઝજી;
પુત્ર પિતાજી-

પ્રભુ અરજી, કરૂં હું તને,
દિસું અબળા, હું જાતજી;
અજ્ઞાની અતિ પાપિણી,
તારો મુજ પ્રહલાદનાતાતજી
પુત્ર પિતાજી

**પ્રલાદ**—માતુશ્રી તમે ફીકર ના કરો, એવા આપણા ધન્યભાગ્ય કયાંથી કે પ્રભુને હાથે મહારા પીતાનું મરણ થાય???

## છાંયાં ભૈરવની

માતાજી શું આક્રંદ કરો,
શાને મન સંતાપ ધરો;
માતાજી-
શું ખોટું છે મર્ણ પિતાનું,
જે તમ મનથી ખેદ ધરો;
માતાજી.
માટે માત અરજ ઉર ધરજો,
ચિંતા સરવે દુર કરો;
માતાજી--
જન્મ મર્ણ, વિભુ વિણ કો નજાણે,
વિમાશણ તજો, બોધ ખરો;
માતાજી-
સુખે હવે હરીભજન કરોને,
પ્રપંચ સરવે મેહેલી પરો,
માતાજી-
છો જ્ઞાતા વિભુ, આપ સરવદા,
ભક્ત જનોને સહાય કરો;
માતાજી-
મન વાંછિતફળ, આપિ આ સમયે,
ભક્ત તણો ઉધ્ધાર કરો;
માતાજી--

**રાણી**—(પ્રભુને પાય લાગે છે.) અને ઓ પ્રભુ !!! ક્ષમા કરો ક્ષમા કરો એમ રાણી બોલે છે. બીજી તરફથી પ્રભુ રાજાની છાતીઉપરચડી બેસીને હીરણાકશિપુનો સંહારકરવા અંગુઠો ઉગામેછે. અને એકમોટી વિક્રાળ ચીશ પડે છે. ને રાજાને મારી નાંખે છે,

પડદો પડે છે.



# પ્રવેશ ૨ જો.

**સ્થળ.**

અતિ રમણિય જગા.

પાત્ર

પ્રહ્લાદ—પ્રભુ—નારદજી.

પ્રભુજી પ્રહ્લાદને પોતાના ખોળામાં બેસાડે છે, અને ચતુભુજ સ્વરૂપે દર્શણ આપેછે, તે જોઈ બાળક ઘણું ખુશી થાય છે, અને પ્રભુને પાય પડે છે અને શ્રીહરી, શ્રીહરી કરી પ્રભુ આગળ નાચે છે. ને થૈકાર કરે છે એટલામાં મુની આવી પહોંચે છે, હાથમાં રાખેલો તંબુરો, પિયાહુ !!! પિયાહું !!! એવા મધુર સ્વરથી મનને આનંદ પમાડે તેમ અલાપ ફૂંકે છે.

**નારદજી**—"**નારાયણ નરસીંહ નરો-તમ.**
**પુરૂશોતમકો ધ્યાન ધરો.**"
એવી ધુન મચાવી રહયા છે ને ભગવાનનુ ધ્યાન ધરે છે.

શ્રીપ્રભુ—અહો!! નારદજી તમે કયાંથી?

**નારદજી**—મહારાજ હું સ્વર્ગને વિશે ગયો હતો ત્યાં મને આપના દર્શણની ઈચ્છા થવાથી ધ્યાન ધર્યું તો આપ અહીં પધારેલા જોઈ હું અત્રે આવ્યો છું!! વારૂ આ પણ ઠીક થયું!! હવે દેવ, બ્રાહ્મણને તો સુખ થયું, હવે લીલાલહેર ઉડશે પછી બાળક તેમની આગળથી થનગનથનગન નાચતું આવેછે, ને નારદજીને સાસ્ટાંગ પગેલાગે છે

**પ્રહલાદજી**—

## ભૈરવ.

નારદ મૂનિ આવે, મુજ મન ભાવે;
નારદ મૂનિ આવે મુજ.
આવો નારદજી, પધારો નારદજી;
નવલ વિશેશ કહાવે;
નારદ મૂનિ આવે મુજ.
સાષ્ટાંગે પ્રણમુ મૂનિ તમને,
આશિશદયો બાળક ભાવે;
નારદ મૂનિ આવે મુજ.

નારદજી—હે ચિરંજીવિ તમારૂં કલ્યાણ થાઓ અને જય થાઓ.!!!

પદ.

(છાયાં ભૈરવ ત્રિતાળ)

(તથા સુરફાગમાંપણ ગવાશે.)

બાલકા પ્રહલાદ ભગ્ત સાચો તું દિસેછે,
સાચોરે દિસે ભગ્ત સાચોરે દિસે છે,
બાળકા પ્રહ્લાદ.

થયું પૂર્ણ કાર્ય તહારૂં,
હતું મંન વિશે જે;
થયલા સાયંકુળ પ્રભુ,
પ્રહલાદ પર અતિશે છે.
બાળકા પ્રહલદ.

ધન્ય તુજ ભગ્તિ નિષ્ટા,
દયા મંન વિશે છે,
પાંમશે ફળ સારાં,
હરિરસપ્યાલો મુખ પિશેજે,
બાળકા પ્રહલાદ.

એમ કહી નારદજી બાળકને માથે હાથ મુકી આશિર્વાદ દેછે,

## ઠુમરી, ઝિંઝોટી.

(સૈંયાકે ચિત્રબંન પ્રિતમ પ્યારે રાંધે મનઅંગરાગી મોરારે.)

એ રાહ.

જા બાળક આશિર વચનછે,હજો કલ્યાણ તમારૂં રે,
હજો કલ્યાણ તમારૂં રે- જા બાળક.

ધન ધાન્ય સમ્રદ્ધિ હજો બહુ,
એમ વચન છે મહારૂં રે;
પ્રભુ પ્રતાપે કંઈ કષ્ટ પડે નહીં,
સુક્રિત કિધું સારૂં રે; સુક્રિત.
જા બાળક.

હરનિશ એમ રટન તું કરજે,
સમજે સારૂં નઠારૂં રે;
તે માટે વધુ શું કહુ તુજને,
મન હરખે બહુ મહારૂં રે. મન.
જા બાળક.

**પ્રભુ**—ખુશી થઈને હૈયા સાથે ચાંપે છે અને કહે છે, હે બાળક!!!માગમાગ જે માગે તે આપું!! તાહારી શું ઈચ્છાછે તે મને કહે બાળક!!

પ્રહુલાદ—

## ગઝલ.

(સરયુ ગંગાકે તીર સુદિર સાવરો ખડો) એ રાહ.

માગે શું વરદબાળ? પ્રભુશરણ રાખજો,
જાણિ તમારો હો કૃપાળ શરણ રાખજો,
માગે શું વરદ બાળ?
કિધાં જો પાપહોય,પ્રભુ શરણ રાખજો,
કાયિક વાચિકાદિ તોય શરણ રાખજો,
માગે શું વરદ બાળ?
હું તોદિસુ મતિ હિણુ,પ્રભુ શરણુરાખજો,
જાણી હું ભગ્ત દીન,તમે શરણુરાખજો,
માગે શું વરદ બાળ?
જેંમતાર્યા ભગ્તઅનેક,પ્રભુશરણુરાખજો,
વિસરૂં નહીં હું છેક,તેમ શરણુરાખજો,
માગે શું વરદ બાળ?
રાખિપતબા'નાનિઆજ,પ્રભુશરણુરાખજો,
ભગ્તોના કિધાં કાજ,તેમ શરણુરાખજો,
માગે શું વરદ બાળ?
બેઠોછું રાખિ આશ,પ્રભુ શરણુરાખજો,
હું છું દાસાનુ દાસ.તમે શરણુ રાખજો,
મ[illegible] ળ?

કરૂ અરજ શું અધિક,પ્રભુ શરણુરાખજો,
પ્રતિપાલન કરજો ઠીક,તમે શરણુરાખજો,
માગે શું વરદ બાળ?

દિસો દયાળુ મહેશ, પ્રભુ શરણુરાખજો,
અવગુણ ન જોશો લેશ,તમે શરણુરાખજો,
માગે શું વરદ બાળ?

નહીં જાણું અન્યનામ,પ્રભુશરણુરાખજો,
કરૂં માધવ હું પ્રણામ, તમે શરણુરાખજો,
માગે શું વરદ બાળ?

**પ્રલાદ**—મહારાજ મારે કંઇજ જોઈતુ નથી. માત્ર તમારે શરણે રાખજો એટલુંજ માગુ છું અને સંકટ સમયે સહાય થજો, બીજુ હું કંઇ વર માગતો નથી.

**પ્રભુ**—તથાસ્તુ બાળકા??

પછી પ્રહલાદજી,નારદજીનુતથા પ્રભુનુ પુજનકરેછે.અને નૈવેદય રોગાવી આરતી ઉતારે છે આરતી ઉતારતા પ્રભુ તથા નારદ હર્ષ પામેછે,ને બાળકના ઉપર આશીરવાદ તરીકે હાથ રાખે છે.

## આરતી.

જય જય જય જદુરાય, જય વિશ્વાધારા,
કરૂં તમારી સેવા, ગતી અપરમ પારા,
જય જગરાય જદુરાય,

છોજ કૃપાળુ મહેશ, નમન તને કરિએ;
એક ચિત્ત થૈ તારૂં, ધ્યાન પ્રભુ ધરીએ.
જય જયજય જદુરાય,

આનંદ મગ્ન છો આપ, સચરાચર વ્યાપો,
કામી જેવા જેણે, સદગતિ તો આપો,
જય જયજય જદુરાય,

નમન નમન છે આજ, નમન વિભુ તમને,
સાષ્ટાંગે નમિ માંગુ, રાખો શર્ણ મને,
જય જયજય જદુરાય.

એમ કરી નમસ્કાર કરવા જાય છે એટલે પડદો પડે છે.

---

## સર્વ પાત્ર-

### પદ.

---

જય શ્રિ નર્મદે, ભક્તતોવદે, કાપ દુઃખ, આપ સુખ, સંપ,જંપ દે:

દુઃખ દરિદ્ર ભિતિ ભયતું કાપે નર્મદા.
વાર વાર નમન તમને છે બહુસદા
જય શ્રી.

અતિ અજ્ઞાનરે નાદાન બાળકો અમે.

તારી સહાયતા થકિ થૈકારથૈ રમે
જય શ્રી.
આપશૂર, આર્યપૂર, આળસુથયા;
ક્યાં છે ધંન? સર્પ ફિટી લિસોટા રહયા.
જય શ્રી નમદે
સજ્જન સૌને છે સલામ,માફી આલજ્જો,
હોય ભૂલ, ચૂક,તાલમાં બેતાલતો.
જયશ્રીનમંદ.

## દોહરો.

માફી આપો સજ્જનો; ધરશો નહીં મન ક્રોધ;
ગણપુછે વન્દુ પ્રથમ; લાગે સારો બોધ.
લક્ષણ વંતા સુજ્ઞતમ; ત્રીઠ હરો કિરતાર!
કહું ફરિહું વિનતી કરી; મન ધરજ્જો નિર્ધાર;
લાવા નહિ તમ મન વિશે. લક્ષ દઇ કહું ચાર;
ક્ષમા કરી ગણશો નહી; ભૂલ ચૂક ધરિ પ્યાર.



# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ | ઓળ | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ | ૧૭ | પ્રધાન્યને બદલે | સખિ. |
| ૨ | ૧૭ | હિરણાક શીપુ,રાજા | રાજાહિરણાકશિપુ |
| ૩ | ૮ | ઓલાગાં | ઓળામાં |
| ૩ | ૧૦ | મારી | મહારી |
| ૪ | ૨૧ | વરી | વળિ |
| ૫ | ૨ | રેતી | રહેતી |
| ૫ | ૮ | મારૂં | મહારૂં |
| ૫ | ૯ | ।। | ।। |
| ૫ | ૧૨ | આપણું | આપનું |
| ૫ | ૧૩ | છઉ | છઉં |
| ૬ | ૪ | કહીએ | કહિએ |
| ૬ | / | એન' | એ'ન |
| ।। | ૯ | તારા | તહ.રા |
| ૬ | ૧૧ | હુ | હું |
| ૬ | ૧૮ | ૦ | આ ઓળમાં પ્રવેશ બીજો સમજવો |
| ૬ | ૧૯ | ૦ | પાત્રમાં ગોખદાર પછી મસેન્જ જોઈએ |

| | | | |
|---|---|---|---|
| ૭ | ૨ | હુ | હું |
| ૮ | ૪ | અવસે | અવળે |
| ૮ | ૧૩ | પ્રવેસ | પ્રવેશ |
| ૯ | ૮ | પ્રલાદ | સઘળે ઠેકાણે પ્રહ્લાદ વાંચવું |
| ૧૦ | ૨ | આપણુ | આપનું |
| ૧૦ | ૮ | જોઉ છઉં | જાઉ છઉં |
| ૧૦ | ૧૩ | શુ | શું |
| ૧૧ | ૧૧ | કાટલુ બાટલુ | કાટલું બાટલું |
| ૧૧ | ૧૧ | કાડલુ | કહાડલું |
| ૧૧ | ૧૪ | કુવર પ્રલાદ | કુંવર પ્રહ્લાદ |
| ૧૧ | ૩ | રાણી, ક્યાધુ | રાણી ક્યાધુ. |
| ૧૧ | ૬ | મારાજ | મહારાજ |
| ૧૧ | ૧૪ | આલ પંપાળ | આળ પંપાળ |
| ૧૧ | ૧૯ | મેતાજી | મહેતાજી અથવા શુક્રાચાર્ય |
| ૧૨ | ૧ | સમસ્યા | સમસ્યા |
| ૧૨ | ૭ | સીખામણ | શિખામણ |
| ૧૨ | ૭ | પુજ | મુજ |
| ૧૨ | ૧૮ | મારા | મા'રા અથવા મહારા |
| ૧૩ | ૨ | તુજને કહુ છુ | તુજનેહું કહું છઉં |

| | | | |
|---|---|---|---|
| ૧૩ | ૮ | માગુ છુ | માગુછું |
| ૧૪ | ૧ | ડુટસે | તુટસે. |
| ૧૫ | ૫ | અને | એતે |
| ૧૫ | ૬ | પીતા | પિતા |
| ૧૫ | ૮ | ટ્ટો | ટ ટો |
| ૧૬ | ૩ | કહુ | કહું |
| ૧૭ | ૩ | મા,રૂ | મા'રૂં અથવા મહારૂં |
| ,, | ૫ | ,, | ,, |
| ૧૭ | ૧૦ | ઓમા,રા | ઓમા'રાઅ થવા, ઓ મહારા |
| ૧૭ | ૧૨ | હુ | હું |
| ૧૭ | ૧૪ | મા,રા | મા'રા અ થવા મહારા |
| ૧૮ | ૧૪ | ,, | ,, |
| ૧૮ | ૨૨ | મ હારાજ | મહારાજ |
| ૨૧ | ૬ | રાજા જીને | રાજાજીને |
| ૨૧ | ૧૩ | ની શાળિઓ | નીશાળિયા. |
| ૨૨ | ૭ | રગયા | ઘરગયા, |
| ૨૪ | ૯ | ગોપીચંદના | ગોપીચંદનના, |
| ૨૪ | ૧૨ | બોળે | બોલે, |
| ૨૫ | ૧૪ | જય | જય, |

| | | | |
|---|---|---|---|
| ૨૬ | ૧૬ | વહેરે | વહારે |
| ૦ | ● | અવિમલ | અવિચલ, |
| ૨૭ | ૫ | વિચાર | વિચ્ચાર, |
| ૪૧ | ૧૭ | ઉપલીરાહ્ય)ભેરવીનીરાહનીગઝલ | |
| ૪૯ | ૬ | સાચી | સારી, |
| ૫૨ | ૨ | સ્લથ | સ્થળ, |
| ૫૯ | ૫ | | પાત્રમાં પ્રધાન્ય |
| ૬૧ | ૯ | બળિલા | બળેલી, |
| ૬૬ | ૯ | હુ | હું |
| ।। | ।। | ।। | ।। |
| ૬૭ | ૨ | એક | એક, |
| ૭૪ | ૧૬ | મારા | મહારા, |
| ૭૭ | ૩ | સાહય | સહાય |
| ।। | ૧૦ | આશ્રુપાત | અશ્રુપાત |
| ૭૯ | ૧ | વલ્યાં | વળ્યાં |
| ।। | ૨ | વાલ્યો | વાળ્યો |

